# વીર ચંદ્રકુમાર.

(અથવા કર્મની ગહન ગતિનો ચિતાર)

એક રસિક નોવેલ.

લેખક

રાજ્યગુરૂ જગજીવન નારાયણ

નિવાસસ્થાન—મૂળ રાજકોટ—હાલ કરાંચી.

પ્રકાશક:

ત્રીભોવન એન્ડ ન્યાલચંદ બ્રધર્સ.

સંવત ૧૯૬૮. સને ૧૯૧૧.

પ્રત ૧૦૦૦—આવૃતી પહેલી

મૂલ્ય—રૂ. ૦-૮-૦.

કરાચી:

ધી "યુનિયન" (સ્ટીમ) પ્રેસ, લીમીટેડ, કેમ્પ કરાચીમાં,

જે. એલ. ડીસોઝાએ છાપ્યું.

# સીંધ ટાઇપ રાઇટીંગ કું.



અમારે ત્યાંથી હરેક જાતની સ્ટેશનરી, ટાઇપ રાઇટર અને તેનો સામાન, કીફાયત ભાવે મળી શકશે એકવાર પધારી ખાત્રી કરવા વિનંતી છે.

બહાર ગામોના ઓરડરો ઉપર પુરતું ધ્યાન આપવામાં આવે છે.

## સીંધ ટાઇપ રાઇટીંગ કંપની,

છુટક તથા જથ્થાબંધ માલ વેચનાર,

ઠેકાણું બંદર રોડ નવી માર્કેટ.

કરાચી.

# કરાચીમાં પહેલ વહેલું

## ધી પારસી વૉશીંગ ડાઇંગ અને ડ્રાય કલીનીંગ ખાતું.



વગર એસીડે કપડાં ધોવામાં આવે છે.

હમોએ ડેન્સો હોલના નાકા પર હમારી દુકાન ખોલી છે કે જયાં ગરમ, રેશમી, તેમજ સુતરાઉ કપડાં ધોઇ ને તદન નવા જેવાં બનાવવામાં આવે છે. દરેક જાતનું રંગવાનું તેમજ ડ્રાય--કલીનીંગનું કામ પણ પુરતા સંતોષ સાથે બનાવવામાં આવશે. કોલર્સ અને ખમીસ પોલીશ કરવાનું કામ પણ મન પસંદ રીતે કરી આપવામાં આવશે.

વધુ સીફારસ ન કરતાં એક વખત કામ આપી વધુ સંતોષ મલવે, બીજી વખત કામ આપશો. કપડાં થોડાક કલાકમાં તૈઆર કરી આપવામાં આવશે.

માલેક—**જાલભાઇ રૂસ્તમજી બોમ્બેવાલા,**

ઠે. ડેનસો હોલ કરાચી.

॥ ॐ ॥

# प्रस्तावना.



શ્રી અલક્ષ્ય નિરંજનની મહાન ગૂઢ કૃતિના સામર્થ્યવડે, તથા કંઈક આધુનિક કાળ બળના પ્રભાવવડે, ક્ષણે ક્ષણે મનુષ્યોની બદલાતી રૂચિઓને મહાન વિદ્વાન લેખકો પણ તૃપ્ત નથી કરી શક્યા, તો મારા જેવો ઉછરતો લેખક કરી શકે, તે સર્વથા અસંભવિત છે. આ લઘુ પુસ્તકના લેખકની ...શ, પુસ્તક લખી, જનસમુદાયમાં પોતાને વિદ્વાન કેહેવડાવવા માટે તો ...ં, પરંતુ કંઈક પુસ્તક વાંચવાનો શોખ હોવાથી, અને તેથી હૃદયમાં ...ગૃત થતી ઉર્મીઓવડે પુસ્તક લખવા ઇચ્છા થઇ હતી. (આ પુસ્તક વિક્રમ સંવત ૧૯૫૪માં લખાયું હતું, પરંતુ કેટલીક અગવડતાઓને લીધે આજ પર્યંત પ્રકટ કરવામાં આવ્યું નહોતું. કેટલાક સજ્જનોના અત્યાગ્રહ-વડે હાલમાં પ્રકટ કરવામાં આવ્યું છે.) પુસ્તક લખવાનો આ મારો પહેલોજ પ્રયત્ન છે, જેથી સ્થળે સ્થળે થયેલાં સ્ખલનોને સુધારી વાંચવા વાંચક વર્ગ કૃપા કરશે. ધાર્યા કરતાં પૃષ્ઠો વધી જવાથી,તેમજ મૂલ્ય જૂજ હોવાથી પ્રિન્ટિંગ ચાર્જ (છપામણી ખર્ચ) વિશેષ થઇ જવાથી પુસ્તકને છેલ્લા પ્રકરણમાં સંકુચિત કરવું પડયું છે. જેને માટે વાચક ક્ષમા કરશે.

હંસ જેમ દૂધને ગ્રહણ કરી પાણીનો ત્યાગ કરે છે, તેમ વાચક, દોષોને દૂર કરી સાર સાર ગ્રહણ કરશે, તો પુસ્તક લખવાનો હેતુ સફળ થયો ગણાશે.

ગુર્જર ભાષાની દિનપરદિન ચડતી થાઓ, એ શુભ ઇચ્છા પૂર્વક અત્રે વિરમાય છે. અસ્તુ.

કરાચી : કાર્તીક શુદિ પૂર્ણીમા,
નૂતન વર્ષ, વિક્રમાર્ક ૧૯૬૮. } જે. એન. રાજ્યગુરૂ—કર્તા.

# જાહેર ખબર.



## પુસ્તક મળવાનાં ઠેકાણાં

નીહાલચંદ કે. શાહ, ઠે. સ્ટેન્ડર્ડ ઓઇલ કંપની.

ત્રીભોવન નારાયણ, ઠે. ધી "યુનિયન" (સ્ટીમ) પ્રેસમાં.

ઘેલાભાઈ ગુલાબચંદ, ધી મરચન્ટ, રણછોડ લાઇન.

મલુકચંદ કાળીદાસ, ઠે. માહમદભાઈ લધા, ખોડી બગીચો,

કરાચી.



ડૉકટર યાજ્ઞવલકી ભોંસલે સાંવત, પેંડુરકર એઓ સાહેબે અમને પ્રેસની અંદર છપાતી બુકોમાં જે સગવડતા તથા બુકસો ખપાડવામાં જે સહાનુભુતિ દર્શાવી છે, તે ખાતે અત્રે અમારે તેઓ સાહેબને ધન્યવાદ આપવો ઘટે છે.

લી. પ્રકાશક.

શ્રી



તુલસીદાસ વલભદાસ તથા મેસર્સ ચતુરદાસ મુલચંદ.

# અર્પણ પત્રિકા.



શ્રી યુત સદ્ ગુણાલંકૃત સ્નેહાબ્ધિ,
મેસર્સ ચતુરદાસ મુલચંદ તથા તુલસીદાસ વલભદાસ,
કરાચી—સિંધ.



મનની મહત્વતા, પરોપકાર બુદ્ધિ સર્વનું શ્રેય
થવામાં ઉત્સાહ અને ઉદારતા, તેમ અમારા
પ્રત્યે કરેલા આભારો જન પ્રિયતા આદિ
અનેક ગુણોથી આકર્ષાયિ તથા વાંચન-
માં પ્રિતીવાળું હૃદય જોઈ આપને
આ લઘુ પુસ્તક "વીરચંદ્ર કુમાર"
સપ્રેમ અર્પણ કરીએ છીએ
જે આપ ઉદાર દીલથી
સ્વીકારી અમોને
આભારી
કરશો.

લી. કર્તા.

તા. ૧-૧૧-૧૧.



ૐ

॥ तत् सत् परमात्मने नमः ॥

# વીર ચંદ્ર કુમાર.

## પ્રકરણ ૧ લું.

### વિધિની વીચિત્રતા.



હિંદુસ્તાનમાં આર્ય વિદ્યાઓની જન્મ ભૂમિ રૂપ, ફરકતી ધ્વજાઓથી જાણે પાપોને દુરથીજ આવતા અટકાવ કરતાં હોય, એવાં દેદિપ્યમાન દેવ મંદિરમાંથી દીપી રહેલ; વ્યાપારી લોકોની મણી માણિકય આદિથી ભરપુર, અનેક દુકાનો વડે રત્નાકરના અસાધારણ નામને પણ સાધારણ કરનારી, શ્રી જગદ્દ ગુરૂ પરમાત્માના

અનંત ઐશ્વર્યના પ્રશસ્તિ લેખ રૂપ આ અનિર્વચનીય વિશ્વમાં, દેવ, દાનવ, માનવ આદિક સમગ્ર જીવ જાતવડે નિરંતર વખણાતી ચંદ્રની સ્વચ્છતાને પોતાની સ્વચ્છતાની સાથે સરખામણી કરવા ઇચ્છિતા હોય એવા ઉંચા ઉંચા ભવ્ય મહેલોથી તથા ચોતરફ પાઠ શાળાઓનાં, સભાઓનાં, નાટક શાળાઓનાં, યંત્ર કળાઓનાં, ભવ્ય મકાનોથી ભરપુર **ચંદ્રનગર નામે નગરી** હતી. એ નગરીની અંદર સર્વ જાતના મનુષ્યો તથા સર્વ પ્રકારનાં પ્રાણીઓ વસતાં હતાં. તે શહેરની આસપાસનો પ્રદેશ ઘણો રળીઆમણો હતો! ઇશ્વરની અનેક રંગ અને રસની વિવિધ લીલાઓનું તથા રચનાઓનું સંગ્રહ સ્થાન કોઈ દૈવેચ્છાથી કે કોઈ સુરેશના પ્રયત્નથી ચિરકાળથી આ સ્થળે કરવામાં આવ્યું હોય એમ દીશી આવતું હતું. મધુર, ભવ્ય અને સકોમળ વિકસિત પુષ્પોના સુગંધથી લલચાઇને આવેલા ભ્રમરો આમતેમ ગુંજાર કરી રહ્યા હતા. તેમની પણ દ્રષ્ટી ચુકાવી ચોર જેવા પવન તેમના પરાગનું હરણ કરી જતો હતો. વળી આ નગરમાં અને નગરની બહાર, રાગી કે વિરાગી, યોગી કે વિયોગી, સુખી કે દુઃખી, તૃષિતકે સંતુષ્ટ, બુભુક્ષુક કે તૃપ્ત, રાજા કે રંક—ટુંકામાં ગમે તે પ્રકારની સ્થિતિવાળા મનુષ્યને ગજેંદ્ર નહીં હોવા છતાં શાન્તીનું દાન આપનાર નાના પ્રકારનાં રમ્ય અને મનોહર પક્ષીઓ પોત પોતાને સ્થાનેથી ઇશ્વરની પ્રશંસા કરતાં હોય નહિ શું? અરે! શું વર્ણન કરવું? ઇશ્વરની રચનાનું પૃથ્થકરણ કરતાં કાલાન્તર વહી ગયા પરંતુ અપૂર્ણ પણ કંઈ યથાતથ્ય વર્ણન કોણ કરી શકયો છે? જ્યાં સર્વત્ર રમણીયતા ત્યાં શું લખવું? માટે જેમ ઇશ્વરને તેમ તેમની રચનાને “**નીતી**” કહી વિરમીશું.

ગ્રીષ્મ ૠતુ હતી, તાપ સખ્ત પડતો હતો, સાયંકાળનો રમણીય દેખાવ જતાં આવતાં શહેરીઓને આનંદીત કરતો હતો, આથી કુદરતની લીલા દરેક પ્રેમી મનુષ્યના હૃદયને સતેજ કરતી હતી. બરાબર આજ સમયે ચંદ્ર નગરીના મહાન પવિત્ર અને ટેકી રાજા **વીરસેન** ખાસ ખાનગી કચેરીમાં પોતાના આજ્ઞાંકિત અને રાજ્ય કાજમાં કુશળ એવા પ્રધાન **બુદ્ધિસાગર** સાથે રાજ્ય સબંધી વાતો કરવામાં રોકાયા હતા.

**રાજા**—પ્રધાનજી, આજે મેં તમોને જે કારણથી રોકાવું કહ્યું છે, તે કારણુ ઘણુજ અગત્યનું છે. અને તેટલાજ વાસ્તે આ ખાનગી વખતમાં તમને રોકાવાનું કહ્યું છે અને તે કાર્યમાં તમારી સલાહની જરૂર છે. તમો જાણોછો કે હું છેક વૃધ્ધાવસ્થાએ પહોંચ્યો છું અને તેથી આ બહોળા રાજ્યનો વહીવટ, મારાથી ઉપાડી શકાય તેમ નથી અને મારામાં આગળના જેવી રાજ્ય સંભાળવા જેટલી શક્તિ રહી નથી. ઇશ્વર કૃપાથી તમારા જેવો શાણો, પરાક્રમી અને નીતિમાન પ્રધાન મળવાથી તે રત્નના આધારે આ વૃદ્ધા વસ્થા રૂપી તીમીરમાં અજવાળું પડવાથી, હું આ રાજ્ય રૂપી રસ્તામાં સુનીતિથી ચાલી શકું છું. કારણ કે રાજ્ય કુટુંબની ગફલતનો લાભ લેનારા અને ભલા રાજાની ભલાઇનો બદલો લેનારા કેટલાક હરામી પાશવાનો પોતાના થોડાજ સ્વાર્થની ખાતર આખા રાજયનો નાશ કરે છે. વિચાર કરી દ્રષ્ટી ફેંકશો તો, જણાશે કે રાજનો અને રાજ કુળનો નાશ કરનાર અધમ અને મુર્ખ રાજ સેવકોજ હોય છે. જે રાજયનો મંત્રી ઘણો નેકી અને રાજ કુશળ હોય, તે રાજ ભયમાં ભાગ્યેજ આવી શકે છે. પણ તેવા સુજ્ઞ મંત્રીઓ મેળવવા એ રાજયને ઘણી વખત દુર્લભ થઈ પડે છે;

અને જો અનાયાસે તેવા દ્રષ્ટી ગોચર થાય તો ફક્ત ભાગ્યવંત પૂન્યશાળી ભૂપતિ વિના બીજા મેળવી શકતા નથી. "**વીર ચંદ્ર કુમાર**" રાજય ચલાવવાની અનેક બાબતોમાં પ્રવીણ હોવા થી તેમને રાજ્યા રૂઢ કરવા એ મને તો યોગ્ય જણાય છે. વળી રાજકુમારને તથા તમારા પુત્ર **ગુણચંદ્રને** અરસ પરસ ગાઢ મીત્રતા હોવાથી તમે તથા હું મનમાં હર્ષીત થઈ છીએ. વળી ઉમરમાં બન્ને સરખા છે, તેમ, વિદ્યાભ્યાસ, અસ્ત્ર શસ્ત્રા ભ્યાસ, તેમજ પરાક્રમ વિગેરે ગુણોમાં પણ મને તો તેઓ સરખાજ લાગે છે અને તે ઉપરથી હું ધારૂં છું કે, તેઓ બન્ને સન્માર્ગે ચાલી આપણા કુળને દીપાવશે. માટે રાજયા ભિષેકનું શુભ મુહુર્ત જોવરાવી કુમાર શ્રી **વીર ચંદ્ર કુમારને** રાજયાસને બેસાડીએ. કહો સુજ્ઞ પ્રધાનજી! તમે આ કાર્યમાં શું સલાહ આપો છો? તમો મારા તથા રાજયના હિતેચ્છુ છો તેથીજ આવાત તમોને ખાનગીમાં કરવાની જરૂર પડી છે.

**પ્રધાન**—પૃથ્વી નાથ! આપે જે ધારણા ધારી છે, તે પરમાત્મા પુર્ણ કરો! ઘણા દીવસની ચળવળતી જીભે આજે પુર્ણ સુરસ પીધો ખરો. મહારાજ! લગભગ એક વરસ થયા તેજ વિચારો મારા મનમાં ઘોળાયા કરતા હતા. પણ આપ નામદારની મરજી સિવાય શીરીતે તે વિશે એક શબ્દ પણ ઉચારાય? હું તો ઇચ્છુછું કે કાલે પ્રભાતમાં જોશીને બોલાવી શુભ મુહુર્ત જોવરાવી થોડાજ વખતમાં કુમાર શ્રી નો રાજયા ભિષેક કરી દઇએ. કુમારશ્રીને તથા ગુણચંદ્રને સારી પ્રીતિ છે. હું અંતર્યામી પ્રભુ પાસે સ્તુતિ કરૂં છું કે તેઓની પ્રીતિ દિન પ્રતિ દિન વધે. મહારાજા ધિરાજ! કુમારશ્રીનું રામ રાજય થજો. આપ મારા

વખાણ કરી મારી જે પ્રશંસા વધારી છે, તે આપ જેવા દયાળુ મહારાજાને જોકે ઘટીત છે, તો પણ હું એટલા બધા માનને લાયક નગણાઉ. હું તો આપનો તાબેદાર સેવક છું. તેથી રાજ્ય કારભારમાં જોઈતી મદદ આપવી એ મારી ફરજ છે—મારો ધર્મ છે, તેથી અધિક હું કાંઈ કરતો નથી.

**રાજા—**પ્રધાનજી, તમારો વિચાર મારા વિચારને મળતો આવવાથી હું ઘણોજ પ્રસન્ન થાઉં છું. હવે તમોને તે વિષે યોગ્ય લાગે તેમ કરો, પણ કાર્ય ત્વરાથી થવું જોઇએ એવી આતુરતા છે.

**પ્રધાન**—અન્ન દાતા! તે વિષે આપને લેશ પણ ફીકર કરવી નહિ. ઇશ્વર સૌ સારાવાના કરે અને રાજ્યાભિષેકનું શુભ મુહુરત નજીક આવે એમ હું ઇચ્છુછું. આપની આજ્ઞા હોયતો હમણાજ જોશી **ચંદ્રમુખને** બોલાવી મંગાવું.

**રાજા**—શું! ચંદ્રમુખ જોશી કાશી વિશ્વનાથની યાત્રા કરીને આવ્યા?

**પ્રધાન**—હા મહારાજ! તે સહ કુટુંબ યાત્રા કરીને કાલે પાછા ફર્યા છે.

**રાજા**—ત્યારે તો તેમને બોલાવી મંગાવો.

રાજા **વીર**સેનના હુકમથી પ્રધાનજીએ જોશીને બોલાવવા એક સીપાઇને મોકલ્યો. થોડાજ વખતમાં જોશી આવી પહોંચ્યા અને રાજા તથા પ્રધાને પ્રણામ કરી વિધિ પૂર્વક પુજા કરી યોગ્ય આસન આપ્યું, અને મહારાજે, રાજા તથા પ્રધાનને આશીરવાદ આપી પોતાના યોગ્ય આસને બીરાજ્યા.

**રાજા**—ગોર મહારાજ! જે કાર્ય વાસ્તે તમોને આહીં બોલાવ્યા છે, તે ઘણું અગત્યનું છે. તમો જાણોછો કે હવે હું વૃદ્ધાવસ્થાએ આવી પહોંચ્યો છું અને તેથી મારી એવી ઈચ્છા છે કે **ચં**દ્ર કુમારને રાજયાસને બેસાડવા; માટે તેનું શુભ મુહુરત જોઈ આપો.

આપે ઘણોજ ઉત્તમ વિચાર રાખ્યો છે. જેવી રીતે આપ રૈયતનું એક નીષ્ટાથી રક્ષણ કરોછો, તેવીજ રીતે કુમારશ્રી પણ કરે, એવી હું આશા રાખુછું. કહેવત છે કે **પુત્રના લક્ષણ પારણામાંથીજ** જણાય અને તે કહેવત પ્રમાણે કુમારશ્રી મને તો યોગ્ય જણાય છે. આટલી નાની વયમાં તે કેટલાબધા લોક પ્રીય થઈ પડયા છે; પોતાના અંગીત તેમજ અન્ય જનો ઉપર ઘણીજ મમતા રાખે છે. વળી શૌર્યતા વિગેરેમાં તે પ્રખ્યાત થયેલ છે. ટુંકામાં એક રાજ કુમારને જોઈતું શીક્ષણ તેમણે સંપાદન કર્યું છે, એજ તેમના મનની તથા તનની મોટાઈ બતાવે છે. શ્રી કાશી વિશ્વનાથ આપની સર્વે શુભેચ્છા પુરી પાડો. (એમ કહીને શુભ મુહુરત જોવા લાગ્યા. કુમારના ગ્રહ તપાસી થોડો વીચાર કરી ફરીથી જોવા લાગ્યા, પણ તેનું તેજ અશુભ ચિન્હ જણાવાથી મનમાં ઉંડો નિસાસો નાખ્યો, પણ તે બાબતનો ખરો વિચાર રાજાપાસે ખરા દીલથી કહેવાની હીંમત ચાલી નહીં.)

**પ્રધાન**—આપ આમ ચિંતાતુર કેમ જણાવછો? શું હમણા મુહુરત નથી અને છે તો બહુ છેટેનું છે. જે હોય તે મહારાજા પાસે સુખેથી નિવેદન કરો.

મહારાજ જો ખરી હકીકત કહીશ તો તેમના મનમા ધ્રાસકો પડશે, પણ અરે! તેમાં મારો શો દોષ? જેવું કુમારના લલાટમાં

વિધીએ લખ્યું હશે તેવું તેને ભોગવવા વિના છુટકો નથી, માટે ગમેતેમ થાઓ પણ મારેતો રાજાને જાહેર કરવું. એમ મનમાં સંકલ્પ કરી રાજાને કહેવાલાગ્યો, કે હું જે કહીશ તે સાચુંજ કહીશ, તેમાં કદી જો આપ મહારાજાને અસત્ય ભાસે તો ક્ષમાં કરશો. એટલું વદી મુહુરત બોલવા લાગ્યો, કે કુમારશ્રીના રાજયાભિષેકનું શુભ મુહુરત આજથી આઠ દીવસ પછી આવે છે, અને તેના આગલે દીવસે તેમના માથે એક અણધાર્યું સંકટ આવી પડનાર છે. મને એમ જણાય છે કે તેજ રાત્રીના પા પહોરે પોતાના રાજ ભુવનની શયામાંથી ઘોર નીદ્રામાં હરણ [illegible] કદાચ તમો તે રાત્રીએ સુવા નઆપો અને આખી રાત્રી જાગ્રણ કરાવો તો ત્રીજા પ્રહરે તેમને **સર્પડંશ** થશે. આ મારૂં જોતિષ શાસ્ત્ર મને સુચવે છે.

જોષિના આવા શબ્દો સાંભળી રાજાના દુઃખનો તો પાર નરહયો અને તે એકદમ સ્તબ્ધજ બની ગયો. કુમાર ગુમ થાય તે પહેલાં મારા આ ક્ષણીક દેહનો હું અંત લાવીશ કે જેથી કરીને પુત્ર દુઃખ જોવાનો આવો વખત મળે નહીં.

**પ્રધાન**—શું કરીએ, દૈવની સતા આગળ કોઈની ચાતુરી ચાલતી નથી. વિધીએ લખેલા લેખ કોઈથી પણ મીથ્યા કરી શકાતા નથી. જે કાળે જે બનવાનું હોયછે તે બને છે. આમ અફસોષ કરવાથી કાંઈ દુઃખનો પાર આવે તેમ નથી. દીલગીરી તજીદઈ ચાંપતા ઉપાય લેવામાં આવશે તો, પ્રયત્નનું ફળ કાંઈક મળશે. આપણે એવી યુક્તિ શોધી કાઢીએ કે જેથી કુમારશ્રીને કશી ઈજા થાય નહિં. **ચંદ્રમુખનું** જોતિષ કદી પણ ફરતું નથી માટે તે જે કહેછે તે સત્ય છે. **મહારાજ** આપ ક્ષત્રી થઈ તમારે

ગભરાવું નહિ. કદાચ મોટો શત્રુ રાજયઉપર ચડીઆવે તો તેને હરાવી પાછો હઠાડીએ પણ ઇશ્વરના કૃત્યઆગળ લાચાર—નીરૂપાય. આ અખિલ વિશ્વમાં એવો કોઈ થયો નથી અને થશે પણ નહિ કે જે દૈવનું ધારેલું કાર્ય તોડી પાડે—છીન્ન ભીન્ન કરી નાંખે. પ્રભુ રામચંદ્રજી જે સાક્ષાત ઇશ્વરનો અવતાર હતા, તેમને પણ ચૌદ વરસ વનવાસ ભોગવવો પડયો હતો, તો આપણે શી ગણતરીમાં.

**⁂ દોહરો. ⁂**

પ્રભુ અજબ કળા તાહરી, પામે નહિ કોઈ પાર,
ક્ષણમાં રાજા રંક બનાવે, રંકપરે તું છત્ર ધરાવે :
ઘડી હસાવે ઘડી રડાવે, નટ મરકટ વત સહુને નચાવે,
પ્રણમું વારં વાર..................................પ્રભુ.

ખરેખર આપને અફસોષ થાય તેમાં કાંઈ નવાઈ નહિ, કારણકે અમો આપના નોકર હોવા છતાં જ્યારે અમને આટલું દુ:ખ થાય છે, તો પછી આપને કેમ નથાય. કારણ કે **કરણી તેવી પાર ઉતરણી.** કરણી પ્રમાણે સુખ દુ:ખ ભોગવવાના છે. કુમારશ્રીને બોલાવી આ વાતથી વાકેફ કરશો.

**રાજા**—મહારાજ **ચંદ્ર**મુખ, પુત્રના કીસમતમાં જેવું લખ્યું હશે તેવું થશે. ભાવી મીથ્યા થનાર નથી, તો પછી આપને દોષદેવા વ્યર્થ છે. આપ સુખેથી ઘેર પધારો.



# પ્રકરણ ૨ જું.

## ⊸ આશાના તરંગમાં ઝુલતું જોડું. ⊸





ચૈત્ર મહિનાના આરંભમાં એક દીવસે સાંજ પડી ગઈ હતી, ચંદ્રના કિરણોથી આકાશ પ્રકાશિત હતું, ચંદ્રની શિતળતા વિરહીણીઓના હૃદયમાં ઉષ્ણતા રૂપે પ્રવેશ કરતી હતી. આસપાસ સઘળું શાન્ત હતું. શહેર બહારના મહાન રત્નાકર સાગરના નિર્મળ રમ્ય તરંગો ઉપર પોતાની સંપૂર્ણ કાન્તીમાં સંપૂર્ણ ચંદ્ર રજની શાન્ત ભવ્યતાથી ડોલતી હતી. કોઈ કોઈ વાર દુરનો સુસવાટા કરતો પવન બંદરના ઘાટ ઉપર નીસાસા નાંખી અદ્રશ્ય થતો હતો.

આ સમુદ્રની સમીપમાં એક બંગલાના આકારમાં નાનું સરખું મકાન હતું. તે નાનું છતાં પણ કારીગીરીમાં ઘણુંજ મોટું હતું. દેશી કારીગરોએ બાંધેલું છતાં પણ એ રસ્તે જનાર ઇંગ્રેજોને પારીસના કારીગરોએ બાંધેલું હોય, એમ જણાતું હતું. તે સુંદીર મકાનની વધારે શોભા રંગથી જણાતી હતી; કેમકે ઇંગ્લીશ ફેશનનું રંગેલું હતું. બંગલા ઉપર ચંદ્રનો પ્રકાશ પડવાથી, ચંદ્રના કીરણો જાણે સમુદ્રની અંદર ઉત્પન્ન થતાં રત્નો સમુદ્રમાંથી બહાર નીકળી બંગલા ઉપર છવાઈ ગયાં હોય નહિ શું! એવું સ્વરૂપ ધારણ કરતાં હતાં. તે બંગલાની અગાશી ઉપર તેનો માલીક **કાન્તીલાલ** અને તેની સ્ત્રી **કાશીગૌરી** આનંદ કરતાં હતાં.

કાન્તીલાલ એક સાધારણ સ્થીતિનો એટલે નિર્ધનાવસ્થાને પામેલો છતાં પણ શોખીન હોવાથી બહોળા ખર્ચવાળો હતો. વિદ્યા સંપાદન નહિ કરેલી છતાં પણ પોતાનો ડ્રેસ ઘણોજ સરસ રાખતો હતો. આવતી કાલે કયાંથી લાવીને પેટ ભરીશું તેનો પણ પત્તો ન હોવા છતાં પણ વ્યાજે લાવીને દરીયા કિનારે મનમોહક બંગલો બંધાવેલો હતો.

કાન્તીલાલની સ્ત્રી રૂપમાં અનુપમ હતી, તેનું મુખારવિંદ જેવું છતાં પણ કલંક રહીત હતું. હાસ્ય ચાંદની જેવું, હુ કમળ નાળ જેવા, રોમાવળી શેવાળ જેવી, સ્તનના ભારથી નમેલી, અને રાતા અધરવાળી, મેનકા સરીખી હતી. તે જ્યારે પોતાની અગાશી ઉપર રાત્રીના સમયે બેસતી, ત્યારે નીચે રસ્તે જનારને કોઈ વખતે એમ ભાસ થતો કે આતે વિજળી છે? કે ચાંદની છે? કાશીગૌરી આ પ્રમાણે રૂપવંતી છતાં પણ કાળા અક્ષરને કુહાડે મારેલા હોવાથી તેનામાં કેટલાક દુર્ગુણો હતા. એક આંખ હસ્તી છતાં બીજી આંખમાં કલેશ અને દ્વેશ હતો.

દંપતિનું જોડું અગાશીઉપર બેઠું છે, ચંદ્ર જાણે પાછળથી ભોકાતા અરૂણના કિરણો રૂપી ભાલાઓથી ઘાયલ થઈ ગયો હોય તેમ આકાશમાં દૂર દૂર નાસવા માંડયો છે. વિરહી લોકોને પીડીત કરવાના પાપથી મુકત થવા માટે ફીકકો પડવા લાગ્યો છે. સૂર્યરૂપી શત્રુને પાછળ ચડીઆવતો જાણી ભયને લીધે પોતાની રાત્રીરૂપ પત્નીને સાથે લઈ આકાશરૂપી ગહન વનમાં છુપાઈ જવા ચાહતો હોય, તેવા દેખાવા લાગ્યો છે, તે વખતે બન્નેનું જોડું ભિન્ન ભિન્ન વિષયોપર વાર્તાલાપ કરી રહયું છે. ભવિષ્યમાં પૈસો કેવી

રીતે મેળવવો, અને પૈસા મળ્યાથી કેવો વૈભવ ભોગવવો તેના માટે **આશાના તરંગોમાં ઝુલતાં હતાં.**

તેવામાં એક ફકીર—કે જેણે પગની પાનીએ પહોંચે ત્યાં સુધી ભગવી કફની પહેરેલી છે, હાથમાં એક સર્પાકાર લાકડી પકડી છે, માથું ઉઘાડું છે, અને ઝોળી ખભે ભરાવેલી છે, તે ફકીર મોટા અવાજથી એક ટેલ નાંખવા લાગ્યો. દરીયા કિનારે રાત્રીના સમયે આકાશ સામું જોઈ પવનની લહેરમાં એક ગાયન કરતો હતો. જેનો અવાજ પવનના ઝપાટા સાથે મિશ્રિત કર્ણને આનંદ ઉપજાવતો હતો. ગાયનની મુખ્ય લીટી વારં બોલતો કે—**"પુત્ર સરીખી ચીજ જગતમેં દુસરી કુછ નહીં પ્યારી હે"**—ગાયનમાં મોહક મંત્ર રહેલો છે, એ કહેવત અનુસાર બન્ને પ્રેમી જોડાનું ચિન્ત, ઉપર કહેલા ગાયન તરફ આકર્ષાયું. બન્ને ઉંડા વિચારમાં પડયાં, અનેક તરંગો હૃદયમાં ઉછાળા મારવા લાગ્યા. **કાશીગૌરી** એ ગાયનનો પુરેપુરો અર્થ સમજી શકી નહિ, તેથી તેણે પોતાના પતીને પુછયું કે—સ્વામી! અત્યારે રાત્રીની વખતે આ કયું ગાયન કર્ણને પ્રીય થઈ પડે છે? **કાન્તીલાલે** ઉત્તર આપ્યો કે પ્રીયા! કોઈ ફકીર મસ્ત બનીને લાવણી બોલે છે.

એ કયું! પુત્ર સરીખી, પુત્ર સરીખી એમ કહીને વારં-વાર જે લીટી બોલે છે, તેનો શો અર્થ હશે?

**કાન્તીલાલે** જવાબ આપ્યો કે પુત્ર વીના આ દુનીયાની અંદર એક પણ પ્રીય વસ્તુ નથી, એવો એનો અર્થ થાય છે.

**કાશીગૌરીએ** કહ્યું કે પ્રાણનાથ! ત્યારે આપણને પુત્ર હોય તો કેવું સારૂં?

**કાન્તીલાલે** કહ્યું—એમાં સારૂં શેનું ? આપણી જ્ઞાતીમાં પુત્ર હોય તો પાયમાલ થવું પડે છે, અને કેટલીક જ્ઞાતીમાં પુત્ર હોય તો ઘરમાં લક્ષ્મી આવે છે. માટે જેને પુત્રથી લાભ હશે તેણે આવી કવીતા કરી હશે.

**કાશીગૌરી**—હા, ખરી વાત, જો કદાચ મારે આશા છે તેથી પુત્રની ઉત્પન્તિ થાય તો તેને પરણાવવો પડે, અને તે કામમાં એટલું ખરચ થાય કે આપણે જે બંગલાની અગાશી ઉપર વિનોદ રહ્યા છીએ તે બંગલો ગીરવી મુકવો પડે. તેના કરતાં પુત્રી થાયતો હમણાં મીલકતદાર ગણાઇએ. જ્યાં લક્ષ્મીનો અવતાર થયો કે આપણે લક્ષ્મીની શી ખોટ. ?

**કાન્તીલાલ**—પ્રીયા ! બંગલો તો કયારનોએ ગીરવી મુકી દીધો છે. કરજદારો સખ્ત ઉઘરાણી કરવા લાગ્યા છે, એટલે બંગલાનો કબજો સોંપી દેવા વખત છે. માટેજ મને કાંઈ સુજતું નથી. પ્રાણનાથ એમાં વળી ચીન્તા શાની ? પુત્રી થશે તેનું દાપું સાનમાં લખી આપવું એટલે કામ..............પાર.

**કાન્તીલાલ**—પણ પુત્રી થાય ત્યારેને ?

આ પ્રમાણે બન્નેનું જોડું ભવિષ્યની વાતો કરે છે, એટલામાં ફરીથી તેજ ફકીર ઉપર પ્રમાણે ટેહેલ નાંખી, તે સાંભળીને **કાશીગૌરીએ** કહ્યું કે પ્રાણનાથ ! પુત્રી સરીખી ચીજ જગતમેં ઓર દુસરી પ્યારી કયા ! એ પ્રમાણે આ ફકીર ટેહેલ નાંખતો હોય તો કેવું સારૂં ?

**કાન્તીલાલ**—આપણી જ્ઞાતીમાં દીકરીઓથી કેટલાક ધનવાન થઈ ગયા છે.

**કાશીગૌરી**—પરમાત્મા કરે અને મને પણ આ વખતે પુત્રી થાય તો કેવું સારૂં? પણ પેલા ફકીરને જરા બોલાવી પુછી જોઇએ તો કેમ? **કાન્તીલાલે** ફકીરને નીચેથી બોલાવ્યો, અને ત્યારબાદ તેઓ સાથે શું વાત થઈ તે આપણે આગળ જોઈશું.



## પ્રકરણ ૩ જું.

## વીપ-તીનું વાદળ અને મીત્રની મદદ.





ચંદ્રમુખ મહારાજને રજા આપ્યા બાદ પ્રધાનજીએ મહારાજાને કેટલીક ધીરજ આપી, પોતે પોતાના સ્થાને ગયા અને મહારાજા વિધિ વિષે વિચાર કરતા શયન ગ્રહમાં પધાર્યા. પુત્ર જશે એટલે તેની સાથે રાજ અને કુળનો છેડો આવી જશે. અહા! એવું એના માથે શું વિઘ્ન આવશે કે તે એકાએક ગુમ થઈ જશે. હજુતો તેની ઉમર કાચી છે, ઉગતું ફુલ છે, દુઃખ શું છે તે તે જાણતો નથી, આવડા મોટા રાજયનો ભવિશ્ય કુમાર, શું એકાએક ગુમ થઈ જશે અને શું હું જીવીશ! તેને તે વિઘ્નમાંથી બચાવવા હું શું સર્વથા અશકતીમાન છું! ખરે! ભાવી—અરે ગહન વિધી પાસેતો નીરૂપાય છું, તોપણ મારાથી બનતી કોશેષ કરીશ. મારા પુત્રના મહેલની આસપાસ એવો સખ્ત જાપતો રાખીશ કે કીડી પણ પ્રવેશ કરી

શકે નહિ. અહા પ્રભુ! શી મારા મનની મુરાદ હતી! હું કેવા અને કેટલા વિચારો કરતો હતો! ધારણા ધુળમાં મળી, વિચારો પાણીના પુર સાથે વહી ગયા, સર્વ આશા અલોપ થઈ ગઇ! અરેરે! મારા સર્વ સુખનો સત્યાનાશ થયો. હું નીરાધાર થઈ પડયો. અરે ઓ દૈવ! મારી વૃદ્ધાવસ્થામાં મારા માથે દુઃખનું વાદળું તું કયાંથી લાવ્યો! અને લાવ્યો તો મને આ ફાની દુનીયામાંથી—આ ક્ષણિક સંસારમાંથી ખેંચી લે—સદાને માટે મારો છુટકોકર! જેથી મા પુત્રનું સંકટ જોવાનો વખત આવે નહિ. ખરે! આ સકળ ...માંનો દરેક વ્યકિત, પછી તે, ગમે તેવી સ્થીતિનો હોય તો પણ તારે આધીન છે—તેનું જીવન તારેજ હાથ છે. જો આ અણધારી આફતની તેની માતાને જાણ થશે અથવા તો કુમારના જાણવામાં આવશે તો બન્નેની શી અવસ્થા થશે. તેની માતુશ્રી તો પુત્રના ગુમ થવાના ખબર જાણતાં બેભાન થશે અથવા આત્મહત્યા કરશે.

ગુલાબના પુષ્પ જેવો કોમળ, હસ્તા વદન વાળો, પરદુઃખભંજન, નાદાન અવસ્થાવાળો, કદી પણ ટાઢ યા તડકો નહિ સેવેલો, અને દુઃખથી તદન અજ્ઞાત, એવો મારો પુત્ર શું ગેબ થઈ જશે? હાથમાં આવેલો હીરો શું હું ગુમાવીશ? ઘણા વરસનું વાંઝીઆ મેણું ટળ્યું હતું તે શું ફરીથી આવશે? અને શું પ્રભુ મારા પુત્રનું સુખ જોઈ શકતા નથી? અફસોસ ભાવી આગળ નિરૂપાય, નહિં તો શ્રીકૃષ્ણ પ્રભુના સગા સુદામાજી દરિદ્રતાથી દુઃખી ન થાત. માબાપનો પુત્ર ઉપરનો પ્રેમ કેવો છે! પુત્રને માટે દાન. પુત્રને માટે સ્નાન, પુત્રને માટે જપ, પુત્રને માટે તપ, પુત્રને માટે બાધાઓ—આખડીઓ, તે હે પ્રભુ! તારી અનંત બુદ્ધિ

ની શક્તિ દર્શાવે છે. એક પુત્રને માટે કેટલા પોતાના જીવનો અંત લાવ્યા, પુત્રને માટે કેટલાંએ આ ક્ષણીક સંસારના ક્ષણીક સુખનો ત્યાગ કરી વન સેવ્યાં? પુત્રને માટે કેટલાંએ પૈસો પાણી માફક વાપર્યો, કેટલી જાત્રાઓ કરી અને કેટલાં કેટલાં કષ્ટ સહન કર્યાં? (પછી તે પુત્ર ગુણી હોય કે નગુણી હોય.) શ્રવણના માબાપે એક પુત્ર માટેજ અંધાપો સ્વીકાર્યો હતો! ખરે માબાપનો સ્નેહ નિ:સીમ છે.

**રાજા વીરસેને** પુત્રને બોલાવવાને એક સીપાઇને તરત મોકલાવ્યો. હુકમ અમલમાં આવ્યો. **વીર** ચંદ્ર કુમાર આવ્યા અને પીતાજીને વંદન કરી પાસેની જગ્યા લીધી. જેવો રાજાએ પોતાના કુમારને નીહાળ્યો કે તરતજ ઉંડો નીસાસો નાંખ્યો અને આંખમાંથી ચોધારા આંસુનો વરસાદ વહેવા લાગ્યો.

પોતાના પીતાને કદીપણ અફસોસમાં નહિ જોયેલા, તેથી આજ કુમારને આશ્ચર્ય સાથે દુ:ખ થયું. મને જોઇને હમેશાં ઘણા હેતથી મારા સામી દ્રષ્ટિ કરનાર અને મને મધુરી વાણીથી બોલાવનાર મારા પૂજ્ય પીતાશ્રી આજ મને જોઇને આટલા બધા વ્યાકુળ કેમ થતા હશે? શું આ હાથથી કોઈનું અઘટિત તો નહિ થયું હોય? પ્રજામાં કાંઈપણ રંજાડ મેં કરી નથી, રૈયતની વહુ દીકરીઓને મેં મારી માતાસમાન ગણી છે, અને મારી જુવાની–મસ્તાની–દીવાનીમાં મેં કોઇને અઘટીત વચન વદેલ નથી, લુચ્ચા લફંગાઓની શીખવણીથી મેં કોઇનો ઘાત કર્યો નથી, ના તેવું કાંઈ કર્યું હોય તેમ જણાતું નથી, તો મારા પૂજ્ય પીતાશ્રીને આમ દુ:ખી થવાનું શું કારણ મળ્યું હશે? મારા મીત્ર ગુણચંદ્ર તરફથી તો કાંઈ અઘટીત કર્મ થયું નહિ હોય!

તેતો સર્વથા અસંભવીત છે. કારણકે તે મારા કરતાં વિદ્વાન અને શાણો છે. ત્યારે દુઃખનું કારણ શું હશે? રાજ્ય ઉપર કોઈ મોટો શત્રુ તો નહિ ચડી આવ્યો હોય? ના, તેવું પણ કાંઈ જણાતું નથી. આ અને આવા વિચારો કરતો કુમાર શાંત બેશી રહ્યો.

**રાજા**—મારા વ્હાલા પુત્ર! મારા દુઃખના કારણથી તું અજ્ઞાત છું. બેટા—લાડકવાયા બેટા, હું શું કહું અને શું ન કહું! એક [illegible] હુ પણ ઉચ્ચારવાની હિંમત ચાલતી નથી. છતાં ન છુટકે—[illegible]રૂપાયે કહેવું પડે છે. (એમ કહીને **ચંદ્રમુખ** જોષીએ જે [illegible]પ્રમાણે મુહુરતમાં વિઘ્ન નડવાનું હતું તે વિગેરે સમસ્ત બીના પુત્રને રાજાએ કહી સંભળાવી.) બેટા **ચંદ્ર** કુમાર! આ કારી જખમનો ઘા મારાથી સહન ન થઈ શકવાથી, તથા મારા મનમાં તે વાત ન રાખી શકવાથી તને અત્રે બોલાવી સત્ય હકીકત કહી સંભળાવી છે. પણ પુત્ર તને જોઇને મારા દીલમાં વધારે દીલગીરી થવા લાગી છે, અને મને વિચાર આવ્યા વગર રહેતા નથી કે તારા જેવા સુકોમળ કુમારને માથે દૈવે કેવાં દુઃખ દેવા ધાર્યાં હશે? ઓ પ્રભુ! તારો મેં એવો શું અપરાધ કર્યો છે, કે વૃદ્ધાવસ્થામાં મારા માથે દુઃખના ડુંગર નાંખે છે!

પુત્ર તારા માથે આઠ દીવસ સુધી કાળચક્ર ફરે છે, માટે સાવચેતીથી રહેજે. તારા મિત્ર **ગુણચંદ્ર**ને આ વાતથી વાકેફ કરજે. તારા રક્ષણાર્થે બે હજારનું સૈન્ય તારા મહેલની આસપાસ રાખવાને પ્રધાનજીને હુકમ કર્યો છે. માટે તારે રક્ષણ બાબતમાં નિશ્ચિંત રહેવું. જો આઠ દીવસ પસાર થશે તો પછી તારા ઉપરથી કાળચક્ર ઉતરી જશે. નિદ્રાનો તથા જાગ્રતનો

વખત નીયમીત રાખવો. એટલું બોલીને રાજાએ પોતાના પુત્રને આશ્વાન આપ્યું.

**ચંદ્ર કુમાર**—પૂજય પિતાશ્રી! આપ ગમે તેટલું રક્ષણ કરશો, ગમે તેટલા સૈનીકો મારા રક્ષણાર્થે મુકશો તો પણ ભાવી પોતાનો ભાવ ભજવશે. એક સ્થળે કહ્યું છે કે:—

**यद् भाग्यम् विधिना ॥ ललाटलिखितम्ः**
**किमस्य दैवदोषणम् ॥**

**અર્થ**—જે ભાગ્યમાં લખ્યું છે, તે કદી પણ મીથ્યા થતું અને તેમાં ઇશ્વર દોષવાન નથી.

શું આ વાકય સત્યથી અળગું છે? નહિ, ત્યારે આપ જેવા શુરવીર ક્ષત્રીએ મારા માટે દુઃખી થવાનું અને મુંઝાવાનું કારણ મને તો જરાએ જણાતું નથી. કદાચ આ વાત મારા મિત્ર ગુણચંદ્રને કહીશ તો તે શું કરી શકે તેમ છે? એવો કોણ સમર્થ છે, કે ભાવીના પ્રહારથી મુકત કરે? છતાં પણ આપની આજ્ઞા થવાથી હું તેને જરૂર કહીશ અને મારા દુઃખનો ભાગીઓ બનાવી મારૂં દીલ ખાલી કરીશ. હું પણ ક્ષત્રી બાળ છું, અને વળી શુદ્ધ ક્ષત્રાણીનું દુધ પીધું છે, તો શું હું મૃત્યુથી ડરૂં? નહિ, જરાએ નહિ; શુદ્ધ ક્ષત્રીઓ તો મોતને સાથે લઇને ફરે છે. મૃત્યુથી બીએ છે તે વીર નહિ પણ ભીરૂ છે, જ્ઞાની નહિ પણ અજ્ઞાની છે.

અહો! મનુષ્યના જીવિત માટે વલખાં! જે પવન રૂપી આત્મા પોતાના જડ રૂપી ખાલી ખોખાંને મુકી ચાલ્યો જવાનો છે, રોકયો રહેવાનો નથી, તેને રાખવાને કેટલા કેટલા ઉપચાર? કેટલા કેટલા ઉપાયો? ખાવાને અન્ન પણ મળતું નહોય, પહેરવાને ગાભા

ફાટેલાં લુગડાંજ હોય, અને રહેવાને ઝુંપડી પણ ન હોય—ઉપર આભ અને નીચે ધરતી હોય, તો પણ મરવું કોને સારૂં લાગે? શું આ ફાની દુનીયાં સુખથીજ ભરેલી છે! અને મૃત્યુમાં દુઃખજ નજરે પડે છે? આ અખીલ વિશ્વમાં એવો કોઇકજ પુરૂષ હશે કે જે ખરૂં સુખ અનુભવતો હોય, અને આમ જો મનુષ્ય સુખનો છાંટો પણ મેળવી શકતો ન હોય, તો શા સારૂ મરણથી બીએ છે? અરે! જેથી ધન ખોવાનું નથી, નામ [illegible]વાનું નથી, સાથે કશું લેવાનું નથી, જે ઉજ્જડ અરણ્યમાંના [illegible]પું એકજ વૃક્ષવત્ પંડે પંડ છે, તે પણ મૃત્યુની વાત [illegible]છતો નથી. "મરણ આવે તો કેવું સારૂં" એમ બોલનારા અને પોતાના જીવીતનો અંત લાવવાને આત્મ હત્યા કરનારા કે વિષ ખાનારા પણ મરણ આવી પહોંચતાં કેવા અચકાય છે—કેવા ગભરાય છે—કેવો પશ્ચાતાપ કરે છે? પાપ પુણ્યના ફળની જો ભીતિ હોય, તો ફળ આપવું મૃત્યુના હાથમાં નથી. એતો નિર્વીવાદ છે કે મરણનો ડર એ અજ્ઞાનતાનુંજ પરિણામ છે. બાકી શાણાને તો જીવન અને મરણ બન્ને સમતોલ છે.

ચંદ્રકુમાર પોતાના પીતાને દીલાસો આપી વંદન કરી પોતાના મહેલ તરફ ચાલતો થયો. પોતે પડનારી આફતથી કાંઇક ફીકકો પડી ગયો હતો, અને ગમગીનીમાં ગરકાવ થયો હતો. મહેલે આવી આરામ ખુરશી ઉપર બેઠો બેઠો વીચારવા લાગ્યો કે અહા! આ શું ચમતકાર કે હું આજથી સાતમા દીવસની રાત્રીએ ગુમ થઇશ! મને કોણ લઇ જશે! કયા દેશમાં અને કયે ઠેકાણે! શું આ વાત સાચી ઠરશે! કોણ હરી જશે

માનવ, રાક્ષસ કે પ્રાણી, તે કોણ કહી શકે તેમ છે? ભવિષ્યની જાણ અધિકારી વર્ગ સીવાય કોઇને આપી નથી. વળી મારા પીતાજીએ કહ્યું છે કે, જો તું નિદ્રાને આધીન નહિ થઇશ તો તને રાત્રિના ત્રિજા પ્રહરે સર્પડંસ થશે. હવે મારે શી યુકિત કરવી? હું મોતથી તો ડરતો નથી, પણ જો બીજી કોઈ જાતની આફત આવી પડશે તો મારાથી તે સહન થઈ શકશે કે કેમ? સહન થાય વા ન થાય. ત્યારે મારી કોણ સહાય કરશે? કોઈ નહિ. અહા! કેવી ભયંકર આફત આવી પડનાર છે? પ્રભુ તારી બલીહારી છે. આવા આવા અનેક વિચારોમાં તે વહેવા લાગ્યો. શરીરમાંથી પરસેવો છુટવા લાગ્યો, અને રોમાંચ ઉભાં થઈ ગયાં, મગજ ફરવા લાગ્યું, વ્યાધી વધી તેથી અગાશીમાં આવ્યો પણ ચેન પડયું નહિ. કારણ કે તેના તેજ વિચાર નજર આગળ ખડા થયા. અગાશીમાંથી પાછો આવી ખુરશી ઉપર બેસવા જતો હતો, તે દરમીયાન મહેલના દાદર ઉપર કોઈ ચડતું હોય તેવો અવાજ જણાયો. ખુરશી ઉપરથી ઉભો થઇને જુએ છે તો પ્રધાન પુત્ર ગુણચંદ્રને જોયો. પ્રેમ પૂર્વક સત્કાર કરી આસન આપી બેસાડયો. કુમારને દુ:ખના દરિયામાં ડુબેલો જોઈ મીત્ર ગુણચંદ્ર ઘણોજ ખીન્ન થયો અને શોકનું કારણ પુછયું.

જે પ્રમાણે કુમારને તેના પીતાએ કહ્યું હતું તે પ્રમાણે તેણે પોતાના મીત્રને વાકેફ કર્યો.

ગુણચંદ્ર આ સાંભળીને સ્તબ્ધ થઈ ગયો. જવાબ શું આપવો તેની તેને ખબર પડી નહિ. તેણે કુમારને ધીરજ આપી અને આ વિપત્તીમાંથી બચવાનો ઉપાય શોધવા વિચાર કર્યો.

કુમાર કહેવા લાગ્યો કે તેમાંથી મુકત થવાનો વિચાર કરવો અને યુકિત શોધવી તે સર્વથા નિરર્થક છે. ખેર, ઇશ્વર જે કરે તે સારા માટે. પ્રભુ કોઈનું પણ ભુંડું કરતો નથી.

ગુણચંદ્ર—આપ કહોછો તે વાત કદાચ સાચી હશે. આપનું કદાચ અનિષ્ટ થાય અને હું જીવતો રહું તે કદી પણ ન બને. આપના વિના મારૂં જીવન વૃથા છે. તમારા સિવાય ગમે તેવા બહિર સુખો મને તો તૃણ સમાન છે. માટે આપના સુખ દુઃખમાં નિરંતર હું ભાગ લઈ મારો મિત્ર ધર્મ બજાવીશ. આવા સંકટ વખતે તમારાથી લેશ પણ અળગો હું નહિ થાઉં. કારણકે મારા મિત્ર ધર્મને લાંછન લાગે. પણ મિત્ર મને એક યુકિત યાદ આવે છે.

કુમારે આતુરતાથી પુછયું. એવી તે વળી કઈ યુકિત છે?

ગુણચંદ્ર—ક્ષિપ્રા નદીને સામે કાંઠે **મહાકાળી જગત અંબાનું સ્થાન છે,** ત્યાં આજ રાત્રે આપણે બન્ને જણા જઇએ અને માતાજીની સ્તુતિ કરી, કમળ પૂજા કરી આપણા બન્નેના શીશ અર્પણ કરીએ.

કુમારને આ વાત ગમી અને બન્ને જણાએ રાત્રિના સમયે દેવીના મંદીરે જવા નિશ્ચય કરી, ગુણચંદ્ર પોતાના મીત્રની રજા લઈ ઘર તરફ ગયો.



## પ્રકરણ ૪ થું.

### હિન્દુ સંસારનું આધુનીક ચિત્ર, ગાય સરીખી પુત્રીનો વિક્રય.




કાન્તીલાલે પેલા ફકીરને યોગ્ય આસન આપી ઉપર બેસાડયો, અને રાત્રિના સમયે લા[illegible] પોકારવાનું કારણ પુછયું.

"સૌકોઈ પોતાના મનમાં મસ્ત રહે છે," ફકીરે જવાબ આપ્યો.

**કાન્તીલાલ**—વારૂ, આપ નીચે કયું ગાયન ગાતા હતા?

"પુત્ર સરીખી ચીજ જગતમે દુસરી કુછ નહી પ્યારી હે," ફકીરે કહ્યું.

"પુત્ર સરીખી કે પૈસા સરીખી?" કાન્તીલાલે પુછયું.

"જેને પુત્ર છે, તેને પૈસાની શું જરૂર છે?" ફકીરે કહ્યું.

**કાન્તીલાલ**—તે વાત સાચી છે, પણ અમારી જ્ઞાતીમાં જેને પુત્રી હોય છે, તેને લક્ષ્મીની કાંઈ તાણ નથી.

**ફકીર**—અરે તમે એ શું બોલોછો? ગાય સરીખી કન્યાનો જે ઘરમાં વિક્રય થાય છે, તે ઘર નરકથી પણ હલકું છે. એટલું બોલી આવેશમાં આવી ફકીર ચાલ્યો ગયો,

ફકીરના શબ્દો બન્ને દંપતીને શૈલ્ય રૂપ લાગ્યા, મુખ ઉપર ઉદાસી છવાઈ રહી, બન્ને જણાં એક બીજાના સામું જોવા લાગ્યાં. એમ શોચ કરતાં કરતાં રાત્રી ઘણી વ્યતીત થવાથી બન્ને જણાં નિદ્રા દેવીને વશ થયાં.

પ્રભાત થવાની તૈયારી છે, પશુ, પક્ષીઓ સંસારના મેળા માફક વેરાઈ જાય છે, અને મનુષ્યોને સુચવે છે કે તમારૂં પણ અમારા પંખીના મેળા જેવું સમજવું. સાધુજનો પ્રભુના નામનું રટણ કરે છે, અને સંસારી જનો પોત પોતાના કામમાં ગુંથાવાને તૈયાર થાય છે, તેવામાં એક બ્રાહ્મણને ટેલ નાખતો કાશીગૌરીને જોવામાં આવ્યો, અને તરતજ પોતાના સ્વામી પાસે ખબર દેવા દોડી ગઈ અને તેને વાકેફ કર્યો.

કાશીગૌરી—આ પવિત્ર બ્રાહ્મણ જણાય છે. માટે તેને બોલાવી આપણી ચીન્તા દુર કરીએ.

કાન્તીલાલ—બ્રાહ્મણને બોલાવશું તો વળી કાંઈક આપવું પડશે. પણ નહિ બોલાવું તો તેણી ગુસ્સે થશે. માટે બોલાવ્યા વીના છુટકો નથી. એમ વિચારી ને બ્રાહ્મણ ને સાદ કર્યો. જોશી મહારાજ આવી પહોંચ્યા ને યોગ્ય આસન આપી બેસાડયા.

કાગૌરી—આપ જેવા પવિત્ર બ્રાહ્મણનાં દર્શન થવાથી અમો ખુશી થયા છીએ.

જોષી—તમારા જેવા નિર્મળ હૃદયના મનુષ્ય પાસેથી પાપ દુરજ રહે છે. પ્રભુ આપને પુત્ર આપો એવો મારો આશીરવાદ છે.

આ સાંભળી કાન્તીલાલ ચુપચુપ બેશી ગયો, પણ કાશીગૌરી ગુસ્સામાં આવીને મહારાજને કહેવા લાગી કે તમે પણ બીજા ઢોંગીની પેઠે ઢોંગ કરતા શીખ્યા છો, બોલવાનું પણ કાંઈ ભાન રાખતા નથી.

બ્રાહ્મણતો આવા દુ:ખદાયક શબ્દ સાંભળીને સ્તબ્ધ બની ગયો, અને બોલ્યો, કે કાંઈ ભુલ પડી હોય તો ક્ષમા કરશો.

કાશીગૌરી--મહારાજ! મારે આશા છે તો હું પુત્રીના માટે ઝંખના કરૂં છું, તો આપના શાસ્ત્રમાં એવું કાંઈ જણાતું હોય તો કહો.

બ્રાહ્મણ વિચારમાં પડયો કે આ શું? પુત્રીના માટે આટલી આતુરતા? કાંઈક જુદું કારણ હોવું જોઇએ. મને તો લાગે છે કે તે કન્યા વિક્રયના હિમાયતી છે. પણ તેમાં આપણે શું? આપણે તો પૈસાથી કામ છે. એમ વિચારીને બોલવા લાગ્યો, મારા શાસ્ત્રમાં જોતાં મને જણાય છે કે આપને પુત્રી રૂપી રત્ન સાંપડશે, એવો મારો શુભ આશીર્વાદ છે. એમ કહી બ્રાહ્મણ રજા લઈ ઘેર જતો હતો, એટલામાં કાશીગૌરી મહારાજની પાસે આવી ને કહેવા લાગી, કે જરા ઉભા રહો. દાન દક્ષિણા લઇને જાવ. એમ કહી ઘરમાં જઇને જોષીને જે આપવું ઘટે તે આપ્યું અને બ્રાહ્મણ આશીર્વાદ આપીને ઘર તરફ રવાના થયો.

કાશીગૌરીના ગર્ભના દીવસો પુરા થવા આવ્યા, આજ પ્રસવ થશે, કાલ થશે, એમ આડોશી પાડોશી દીલાસો દેવા લાગ્યાં. આખરે પ્રસવનો દિવસ આવી પહોંચ્યો. સુયાણી પણ આવી પહોંચી. આણી તરફ કાન્તીલાલ પુત્રીના પ્રસવ થવાની વધામણી સાંભળવાને બંગલાની અગાસી ઉપર બેઠો છે, પાસે ઘડીઆળ પણ પડી છે. પુત્રી થશે તો, તેનું શું નામ રાખવું, વિગેરે વિચારો કરે છે, એવામાં સીડી ઉપર કોઈ ચડતું હોય, એવો અવાજ જણાયો કે તરતજ ખુરશી ઉપરથી ઉભો થઈ, દાદર તરફ દોડયો, અને નીચે નજર કરતાં સુયાણી આવતી જોઈ પુછયું કેમ પ્રસવ થયો કે? નહિ! હજુ વાર છે. પુત્ર પ્રસવ સમયે એમજ થાય, એમ કહી ને તે ચાલી ગઈ. આણી તરફ કાન્તીલાલ

પુત્રીના પ્રસવ થવાની રાહ જોયા કરતો હતો. હમણા આવે, એમ વિચારમાં ગોથાં ખાવા લાગ્યો. આખરે એક બ્રાહ્મણી હર્ષભેર દોડતી આવી અને બાઇને પુત્રીનો પ્રસવ થયો એમ બુમ પાડતી કાન્તીલાલ પાસે આવી પહોંચી. કાન્તીલાલે પોતા હાથમાંથી એક સોનાની વીંટી ઈનામમાં આપી, અને તે બાઈ લઇ ને ચાલતી થઈ. તેણી ને ગયાં ફકત એકજ મિનીટ થઈ હશે, તેવામાં તો નીચે કોઈના રડવાનો અવાજ સંભળાવા લાગ્યો. તે સાંભળી ને ાન્તીલાલ ખરૂં કારણ શું છે તે તપાસવા નીચે આવ્યો, અને તો કાશીગૌરીને રડતાં જોઈ રડવાનું કારણ પુછ્યું.

કાશીગૌરી—આપણાં નસીબ ફરી વળ્યાં, અરેરે! પુત્રનો પ્રસવ થયો. એમ કહી ને તે જોરથી રડવા લાગી.

કાન્તીલાલથી પણ ન રહેવાયું, તેની આંખમાંથી પણ આંસુ વહેવા લાગ્યાં, અને તે પણ તેની સાથે બુમો પાડવા લાગ્યો. આસપાસનાં સર્વે મનુષ્યો આ બુમો સાંભળી ને દોડી આવ્યાં, અને રડવાનું કારણ પુછ્યું, પણ બન્નેમાંથી કોઇએ જવાબ આપ્યો નહિ. પરાયા માણસ પાસેથી વાત જાણવામાં આવી કે પુત્રીના બદલે પુત્રનો પ્રસવ થયો તેથી આ બધી ગડબડ મચી રહી છે. દરેક જણ તેને ફીટકાર દેવા વાગ્યાં, કોઈ તેની મશ્કરી કરવા લાગ્યાં. તેઓની આવી નીચતા જોઈ ને સૌ કોઈ ચાલતાં થયાં. એટલામાં કાશીગૌરી ને કાંઈક શાન્તી વળી હોય એમ જણાયું. કાન્તીલાલ પણ સાવધ થયો. લોકોમાં ચર્ચા થવા લાગી, કે બન્ને સ્ત્રી પુરૂષ ને બેભાન થવાનું કારણ શું હશે. અન્તે વાત પ્રકાશમાં આવી કે પુત્રીના પૈસા લઈ મોજ શોખ

મારવાની ઇચ્છા નષ્ટ થઈ તેથી આમ બન્યું છે. તેની આવી નીચતા ઉપર સૌ કોઈ ધિકકારવા લાગ્યાં.

પુત્ર જન્મતાંજ દીવ્ય સ્વરૂપ નો હતો, શુકલ પક્ષના ચંદ્ર સમાન તેનું મુખ હતું, છતાં કલંક રહિત હતું, મનુષ્યાકારમાં ગોઠવાએલ ચંદ્રજ્યોતિ સમાન તેનું શરીર પ્રકાશતું હતું, કપાળ ભવ્ય હતું, ગુલાબના સુંદર નાના ફુલ જેવા ગાલ ઉપર એક કાળું લાંછન હોવાથી, તમામ શરીરની ખુબસુરતિ દીપિ નીકળતું હતી. આવો સુંદર પુત્ર શત્રુ ને પણ પ્યારો લાગે, ત્યારે આ અધમ જોડાંને—બન્ને દંપતિને ઝેર સમાન જણાવા લાગ્યો. એકજ માતા જેવી રીતે એક પુત્રની સંભાળ લે, તેથી ઉલટું કરવામાં આ દુષ્ટ માતાએ આનંદ માન્યો. છોકરાને ધવડાવે નહિ, રડતો શાન્ત રાખવા ને બદલે મારી વધારે રડાવે. એક વખત છોકરો જ્યારે ઘણો ભુખ્યો થયો, ત્યારે, તેણે કુદરતી નીયમ પ્રમાણે ધાવવાની ઇચ્છા કરી, પણ આ માતાએ જરા પણ દરકાર કરી નહિ, અને જ્યારે આમ થયું ત્યારે તે ખુબ રડયો, રડતાં થાકી ગયો. અને બેભાન થયો, આંખ ફરી ગઈ. શ્વાસ પણ બંધ થતો હોય એમ જણાયું, એટલે કાશીગૌરી હસવા લાગી. કાન્તીલાલ ને બોલાવી છોકરા ને બતાવ્યો, તે પણ તેની સાથે હસવા લાગ્યો. પુત્રને આજે હજુ અગીઆરમો દિવસ છે, છોકરો હજુ મરણ પામેલો નથી, વધારે રડવાથી ફકત બેભાન થઈ ગયેલ છે. પણ આ બન્ને તેને મરણ પામેલો માને છે. તેઓને તો એટલુંજ જોઈતું હતું, પછી ભલેને તે જીવતો હોય. આ વિકટ પ્રસંગમાં કાન્તીલાલનો મિત્ર શાન્તિલાલ તેને ઘેર આવી પહોંચ્યો. તે

તેનો દિલોજાન દોસ્ત છે. અરસ પરસ સ્નેહ સારો છે. બન્ને વણિક જ્ઞાતીના છે.

**શાન્**તીલાલ તેના મિત્રના પુત્ર તરફ એકી ટસે જોઈ રહયો, તેની સુંદરતા નિહાળી રહયા, બાદ બન્ને દંપતીને ધીરજ આપી ને કહ્યું કે સબુર કરો ફીકર કરવા જેવું કાંઈ નથી.

"ફીકર શાની! ઇશ્વરની મરજી હશે તો ફરી સંતાન થશે. મરનાર હશે તો મરી જશે **કાન્**તીલાલે કહ્યું."

**શાન્**તીલાલ—ના મિત્ર! હજુ તો જીવતો છે! તું સાહસ કરશ નહિ, હું વૈદને બોલાવી લાવું છું, એમ કહી ચાલતો થયો.

**શાન્**તીલાલના ગયા પછી **કાન્**તીલાલ ઉતાવળો થઈ પુત્રની અંતઃક્રિયા કરી, અને તેને લઇને ચાલતો થયો. પછી ગામ બહાર એક બાવળના ઝાડ પાસે આવી જમીન ઉપર સુવાડી જલદી ઘેર આવ્યો.

ઘેર આગળ પહોંચતાંજ **કાન્**તીલાલને તેની સ્ત્રીએ પુછયું, "કેમ ક્રિયા કરી આવ્યા!" "હા, બેડો પાર!"

સગાં સંબન્ધી, પુત્રના મરણની ખબર સાંભળી દીલગીર થયાં.

સુજ્ઞ વાંચકોએ તો જાણ્યું હશે કે પુત્રનો પ્રસવ થયો તેથી આમ થયું છે. આધુનિક જમાના તરફ નજર કરો—કેવી અધમ સ્થીતિએ આપણો દેશ આવી પહોંચ્યો છે. બાર વરસની કન્યા સીતેર વરસના ડોસા સાથે, લાકડે માંકડુ લગાડવામાં આજ કાલના આપણા હિંદુ ભાઇઓ, જરા પણ આંચકો ખાતા નથી—જરાએ શરમાતા નથી. અને આવી રીતે પુત્રીનો વિક્રય કરી હજારો રૂપિઆ લઈ તાગડધીન્ના કરે છે. સુજ્ઞ વાંચકો! તમો

નજર કરો—પુત્રીના પૈસા લઈ—ગાય જેવી પુત્રીને વેચીને કોણ સુખી થયો છે, અને થવા નો છે? ઉલટા તેઓ રૌરૌ નર્કના અધિકારી થાય છે. હે! પરમ પીતા પ્રભુ! તેવા મંદમતિના માનવીને સદ્‌બુદ્ધિ આપો.

**કાન્તીલાલે** પણ પૈસા લેવા ઇચ્છા કરી છે. એકાદ વર્ષ પછી તેને ત્યાં એક પુત્રીનો જન્મ થયો, અને ત્યાર પછી વરસની આખરે એક બીજી કન્યા પણ પ્રાપ્ત થઈ. તેઓના આનંદનો પાર રહ્યો નહિ.

દિન પ્રતિદિન બન્ને પુત્રીઓ ઉમરે વધવા લાગી અને માતા પિતાને યોગ્ય વર શોધવાની ચિન્તા થઈ. એક દિવસે પતિ પત્નિ આજ વિચારમાં ગીરફતાર હતાં, એવામાં કોઈ ઘરમાં દાખલ થતું હોય એમ જણાયું. બહારના પરોણાને યોગ્ય સત્કાર આપી આવવાનું કારણ પુછયું.

આવનાર મનુષ્ય કે જેનું નામ **વિજયચંદ્ર** હતું, તેણે પોતાના લગ્ન સંબંધમાં વાત ઉચારી, **કાન્તીલાલની મોટી છોકરી** માટે સાટું નકકી કરવા પૂછયું. **કાન્તીલાલે** માત્ર પંદર **હજારની** માગણી કરી (!) ત્યારે **વિજયચંદ્રે** સાત હજાર કહ્યા. હા, ના, કરતાં દસ હજાર નકકી ઠર્યા. લગ્નનો દિવસ નિર્ધાર્યો અને ધામધૂમથી **કાન્તીલાલે** પોતાની પુત્રી **કાન્તાનાં** વિજયચંદ્ર સાથે લગ્ન કરી તેને તેના ધણી સાથે મોકલાવી દીધી. ત્યારબાદ તેઓનું શું થયું તે આપણે આગળ ઉપર જોઈશું.



# પ્રકરણ ૫ મું.



## સ્મશાન તરફ પ્રયાણ—વીરની વીરતા.



સુજ્ઞ વાંચકો ! આપણે ગયા પ્રકરણમાં વાંચી ગયા છીએ કે ગુણચંદ્ર પોતાના મિત્રની રજા લઈને ઘેર આવ્યો. થોડો વખત ઈઝી ચેરમાં આરામ લીધા પછી, રાત્રીનો પોશાક સજી, દેવી પૂજાના સર્વે સાહિત્યો લઈને, કુમારના મહેલે આવી પહોંચ્યો. કુમાર પણ પોશાક સજીને મીત્રની રાહુ જોતો બેઠો હુતો. ત્યાંથી બન્ને મિત્રો મળી દેવીના મંદિરે જવા નીકળ્યા. વખત રાતના દશ વાગ્યાનો હુતો. સર્વત્ર અંધકાર પથરાઈ ગયો હુતો, પવન પૂર જોસમાં ફુંકતો હુતો; રસ્તામાં જતાં આવતાં મનુષ્યોની આવજાવ ઘણી થોડી હુતી. વેપારી લોકો પોતાની દુકાનો બંધ કરી ઘર તરફ વળતા હુતા. પરકીયાઓ (ગુણીકા) પોતાના યારને આપેલા વચન પ્રમાણે, બની ઠણીને તેઓની રાહુ જોતી ઝરૂખે બેઠી બેઠી સુંદર કોકીલ કંઠથી ગાયન લલકારતી હુતી, સ્વકીયાઓ (પરણેત સ્ત્રી) પોતાના સ્વામીનું આવાગમન ઈચ્છતી બેઠી હુતી, તો કોઇ પોતાના પતિસંગે હાસ્ય વિનોદ કરતી હુતી; કોઇ ઇશ્વરના નામની એક ચીતથી જપમાળ કરી રહી હુતી, તો કોઈ ઉંઘમાં ઘસઘસાટ કરતી હુતી; કોઈ પોતાના પતિને મનાવતી હુતી, તો કોઈ સ્વામી-સંગે ઘણા હેતથી વહાલ કરતી હુતી. ઘણા દીવસની વીયોગી સ્ત્રીઓ પોતાના પતિને લાંબા વખતે મળવાથી હુર્ષઘેલી બની ભેટતી હુતી, તો કોઈ પોતાનો પતિ પરદેશ જતાં નીસાસા નાંખતી

બેઠી હતી; ઝીણો ઝીણો વરસાદ વરસતો હતો, જે મનને આલ્હાદ કરતો હતો; વીજળી પોતાનું ખડ્ગ મ્યાનમાંથી ખેંચી, ક્ષણે ક્ષણે ચમકારા કરતી હતી, જેનો ભાસ અંધકારમાં ચાલતા મનુષ્યોને કાંઈક અજવાળારૂપ હતો.

બન્ને મિત્રો ક્ષિપ્રા નદીને કિનારે આવી પહોંચ્યા અને જુએછે તો સરિતા પોતાનું મદોન્મત રૂપ ધારણ કરી પોતાના સાગર સ્વામિને મળવાને ઉમંગમાં પૂર જોસથી વહેતી હતી. મિત્ર અહિં સુધી તો નિર્વીઘ્ને આવી પહોંચ્યા, પણ નદી ઓળંગી પેહેલે પાર જવું બહુજ કઠીન છે.

ગુણચંદ્ર—પાણી ઘણું ઊંડું છે, તેથી નદીમાં ચાલીને શકાય તેમ નથી. તમો આહીં ઉભા રહો, હું પાસેના સ્મશાનમાં જઈ માટીના બે ઘડા શોધીલાવું છું, અને તે ઘડા પાણીમાં ઉંધા વાળી તેના આધારે આપણે પેલે પાર જઈ શકશું. એમ કહી ગુણચંદ્ર પોતા પાસેનો દેવી પૂજાનો સઘળો સામાન રાજયકુમારને સોંપી, ખડ્ગ હાથમાં લઈ જગત અંબેનું સ્મરણ કરતો સ્મશાન તરફ ગયો. ત્યાં જઈને જુએ છે તો અસંખ્ય પિશાચો ક્રીડા કરતાં હતાં. ગુણચંદ્રને જોઇને પિશાચો ખડખડ હસવા લાગ્યાં, અને બોલવા લાગ્યાં કે આતો આપણું ખાજ—શિકાર આવ્યો. કોઈના હાથ લાંબા, તો કોઈના પગ મોટા, કોઈનું નાક લાંબું તો કોઈના કાન પહોળા, કોઈ ઘણુંજ ઉંચું તો કોઈ વેંતીયું, કોઈ માથા વિનાનું તો કોઇને બબ્બે ત્રણ ત્રણ માથાં હતાં. ગુણચંદ્ર આ સઘળું જોઇને સ્તબ્ધ બની ગયો, છાતી ધડકવા લાગી, લોહી ઉછળવા લાગ્યું, હાથ પગ કંપવા લાગ્યા, અને માથું ફરવાથી બેભાન બની ગયો. થોડી વારે સાવધ થયો અને

વિચારવા લાગ્યો કે હું હિંમતવાન થઈ આવા બાયલા દેખાવો જોઇ ડરૂં, તે ઠીક કહેવાય નહિ. એમ મનમાં બડબડી મ્યાનમાંથી ખડ્ગ ખેંચ્યું અને મોટેથી બોલવા લાગ્યો. "અરે મલીન હૃદયના માંસાહારી પિશાચો! તમો શું એમ સમજોછો કે તમારાથી હું ડરીને પાછો હઠી જાઉં? ના ના, હું તમારા સર્વનો જીવલેણ શત્રુ છું. માટે જો જીવવાની આશા રાખતાં હો તો, તમો સઉ તમારે રસ્તે ચાલ્યાં જાઓ, નહિ તો આ શમશેર તમારા હરવાને તૈયાર છે."

પિશાચો બુમો પાડી બોલવા લાગ્યાં, કે "અમે મનુશ્યના તનાં ભુખ્યાં છીએ. હાથમાં આવેલા શીકારને કદીપણ અમો છોડનાર નથી. માટે ચાલ લડવા તૈયાર થા."

ગુણચંદ્ર કહેવા લાગ્યો, "તમારો મુખ્ય સરદાર કોણ છે?"

એટલામાં એક મોટો તાડ જેવો પિશાચ આગળ ધસી આવ્યો, અને બોલ્યો "તારે સરદારનું શું કામ છે? હું પોતેજ આ સર્વ પિશાચોનો સરદાર છું."

ગુણચંદ્ર—"કદાચ તમો આ લડાઇમાં હારી જશો તો તમારે મારા તાબેદાર સેવક થઈને રહેવું પડશે."

પિશાચોનો મુખ્ય સરદાર બોલ્યો, "બહુસારૂં અમે તે સરત કબુલ કરીએ છીએ."

રાત્રી ઘણીજ ભયંકર હતી, નદી પૂર જોસમાં વહેતી હતી, પાણીમાં રહેનારાં દેડકાં આદિ અનેક જંતુઓ ઘણીજ ભયંકર બૂમો પાડી રહ્યાં હતાં, તેવે સમયે આપણી વારતાનો મુખ્ય નાયક વીર ચંદ્રકુમાર વિચાર કરે છે કે, વખત ઘણો થઈ ગયો છે, હજુ સુધી મિત્ર આવ્યો નહિ. શું કાંઈ આફત તો નહિ આવી હોય!

હા ! જરૂર તેમજ થવું જોઇએ, માટે ચાલ સત્વર તેની મદદે જાઉં. એમ મનમાં બોલી મ્યાનમાંથી શમશેર કાઢી સ્મશાન તરફ ચાલ્યો. થોડે દુર ગયો એટલામાં મોટી મોટી બુમો, અને ભયંકર ભડકાઓ જોવા લાગ્યો, અને મારો કાપો, વિગેરેના અવાજો સંભળાવા લાગ્યા. બારીકીથી જોયું તો તેના જોવામાં પિશાચો આવ્યાં. નજદીક જઈ જુએ છે, તો પોતાના મિત્ર ગુણચંદ્રને પિશાચોએ ઘેરી લીધેલો જણાયો. આવો ભયંકર દેખાવ જોઈ કુમાર એકદમ તેની મદદે ધાયો. કુમાર આ વખતે જો મિત્રની મદદે ન આવ્યો હોત, તો જરૂર તેના બુરા હાલ થાત. કારણ કે પિશાચના મુખ્ય સરદારે એક ભયંકર રૂપ ધારણ કરી બે હાથ પહોળા કરી ગુણચંદ્રને અધર ઉપાડવા જતો હતો, એવામાં એકાએક કુમારે આવી, જોરથી તલવારનો ફટકો લગાવી પિશાચને જમીન ઉપર સુવાડી દીધો. આવી રીતે પોતાના બાહુબળથી ગુણચંદ્રને મરતો બચાવ્યો.

સરદારને હારેલો જોઇ સર્વ પિશાચો, ગુણચંદ્ર અને વિર ચંદ્રકુમારની સામે જોઈ રહ્યાં. ચંદ્ર કુમારનું ભયંકર સ્વરૂપ તથા મહાન પરાક્રમ જોઈ થરથર કંપવા લાગ્યાં. આ વખતે આટલી બધી સામર્થ્ય વાળી મનુષ્ય સત્તા જોઈ તેઓ ચકિત થઈ ગયાં. એટલામાં તેઓનો સરદાર શુદ્ધિમાં આવ્યો. સડાપ લઈ બેઠો થઈ સમશેર ઉગામી, મોં પહોળું કરી બન્ને મિત્રોને ગળી જવા દોડયો. પણ જ્યાં વિર ચંદ્રકુમારની સામું જોયું ત્યાં તેનું સાક્ષાત રૂદ્ર સ્વરૂપ જોઈ એકદમ ખંચાયો. મન સાથે નીશ્ચય કર્યો કે આ મહાન પરાક્રમી પુરૂષ છે. માટે તેની સાથે મિત્રતા કરી નિખાલસ હૃદયથી વર્તવું એજ શ્રેય છે.

**ખવિસ**—"વીર પુરૂષો હું આજથી તમારો ખરો મિત્ર છું. હું તમારી વિરતા જોઇને અતિ પ્રસન્ન થયો છું."

**ચંદ્ર કુમાર**—"મનુષ્યોના લોહીના તરસ્યાની ખાત્રી શી?"

**ખસિ**—"જો હું અસત્ય બોલતો હોઉં તો મને મહામાયાની આણ છે."

**ચંદ્ર કુમાર**—"તો તમો અમારા પ્રાણ પ્રિય મિત્રછો."

**ખવિસ**—"હું આપનો આભારી છું."

એમ કહી નિશાની દાખલ પોતાના માથાના વાળ કાઢી આપ્યા, અને કહ્યું કે, જરૂર પડે ત્યારે ફકત એકજ વાળ અગ્નીમાં મુકશો એટલે હું આપની સેવામાં હાજર થઇશ.

પછી બન્ને મિત્રોએ મહાકાળીના મંદીરે જવા નિશ્ચય કર્યો.

ખવીશ બોલી ઉઠયો? ત્યાં તો આથી અધિક દુઃખ પડશે, માટે ત્યાં ન જાવ તો સારૂં. છતાં પણ તમારો વિચાર હોય તો હું સાથે આવવા તૈયાર છું.

કુમાર–મીત્ર ખુવીશ (જેનું નામ અલમબુશ હતું)! મંદીરે જવાને વિલંબ થાય છે. કારણ કે રાત્રીના ત્રણ પ્રહર વ્યતીત થવા આવ્યા છે.

**અલમબુશ**—બહુ સારૂં, હું તૈયાર છું. એમ કહી સર્વ પિશાચોને તેણે સાથે આવવાની આજ્ઞા કરી. પિશાચો બન્ને મિત્રને ખાંધે ઉચકી નદીને સામે કાંઠે લઈ ગયાં. ત્યારબાદ નીચે ઉતરી થોડેક દૂર ચાલ્યા એટલે મહાકાળીનું મંદીર આવી પહોંચ્યું, એટલામાં તો કીકીઆરી કરતું, મારો કાપો કરતું, પિશાચોના ટોળાંએ તેમને ઘેરી લીધા.

**અલમખુશ**—ખબરદાર! અમારા મિત્રને જરાપણ ઈજા પહોંચાડી છે તો સમજજો કે વગર મોતે માર્યા જશો.

આવેલા રાક્ષસો પણ આ પિશાચોને તથા બન્ને શુરવીર પુરૂષોને જોઈ કાંઇક બીધા, અને લડવાનો વિચાર માંડીવાળી પોતાને રસ્તે ચાલ્યા ગયા.

**કુમાર**—ચાલો આ પણ એક વિઘ્નમાંથી છુટયા.

**અલમખુશ**—દેવી પૂજન કરી ને આવશો ત્યાસુધી અમે આહીંજ બેઠા છીએ. તમો સુખેથી મંદીરમાં પધારો.

ત્યાર પછી બન્ને મિત્રો મંદીરમાં પ્રવેશ કરી, જુએ તો સર્વત્ર અંધકાર ફેલાઈ રહેલો હતો. પછી ઘીના દીવા તથા ધુપ કરી, કેસર, કસ્તુરી, અબીલ, ગુલાલ, કુમકુમ, પુષ્પો, આદિ સર્વ સામગ્રિથી વિધી પૂર્વક પૂજા કરવા લાગ્યા. પુજનની સમાપ્તી થયા પછી માતાજીની સ્તુતી કરવા લાગ્યા :—

## હરીગીત છંદ.

જય જય કૃપાળુ જગત જનુની, અખીલ વિશ્વમાં ઓધારણી,
મમ માત કાળી અંબીકા, મુજ દુ:ખ નીનિવારણી ;
ગ્રહી હાથ મારો ને ઉગારો, શરણ આવ્યો તાહરે,
જય ચંડીકા દુર્ગેશ્વરી, નથી અન્ય આશ્રય માહરે ;
જય શિવ પત્ની પાર્વતી તું, માત માહરી એ સતી,
છું બાળ તાહરો ટાળ શંકા, કાળ માથે છે અતિ ;
માથે ફરે છે ચક્ર મારે, વક્ર છેદો સત્વરે,
શું ગેબ થાશે બાળ તારો, વંક શો છે હું પરે ;
નથી અફળ પૂજન તાહરૂં, છે સફળ માતુ સર્વથી,
માર્યા ઘણા અસુરને, તેં તોડી નાંખ્યા ગર્વથી ;

વિચાર

રટણ કરે તુજ દેવ સર્વ, જતન સર્વનું તું કરે,
મહેશ્વરી દેવા ધીદેવી, કષ્ટ સઘળાં તું હરે;
જે કાજ આવ્યો આજ આહિ, છોડી મારા મેલને,
તે કાજ કરજે અભય આપી, દુઃખ સઘળાં ઠેલને:
પ્રસન્ન થા હે માવડી, શીદ આવડી રોષે ભરી,
કેરૂં અર્જ વારંવાર દેવી, દર્શ દે હેતે કરી;
છે આશ મનમાં ખાસ, માતુ દાસ જાણો મુજને,
કર આદ્ય મારો કાળી, નહિતો શીશ સમર્પીશ તુજને.

## દોહરો.

કૃપા કરો પરમેશ્વરી, આપો દર્શન આપ,
ઓચીંતું આ વાદળું, આવ્યું છે તે કાપ;
અણ અપરાધી હું ખરો, તેને માત ઉગાર,
કમળ પૂજા અર્પણ કરી, મરવું છે આ ઠાર.

**જ. ના. રા.**

હે અંબીકા! હે વ્યાઘ્ર વાહીની! ચંડીકે, કૃપા કરો, કૃપા કરો! જો આ વખતે સાક્ષાત્ દર્શન નહિ આપો, તો તમારા શરણે આવેલા બન્ને બાળકો તમને કમળ પૂજા અર્પી જીવના જોખમ વહોરશે. શું આ તારો બાળક એકા એક ગેબ થઈ જશે? નહિ નહિ! જ્યાં સુધી આપની કૃપા છે, ત્યાં સુધી તેમ બનનાર નથી. આવી રીતે ઘણી વાર સુધી સ્તુતિ કરી, પણ દેવીએ દર્શન આપ્યાં નહિ, ત્યારે આશા છોડી, બન્ને જણાએ મ્યાનમાંથી વિજળી પેઠે ચમકારા કરતી તલવાર કાઢી, કુમાર બોલવા લાગ્યો.

અરે ઓ અસ્ત્રશસ્ત્ર! ઓ પ્રાણી માત્રના રકતના ભુખ્યા અસ્ત્રશસ્ત્ર! શી તાહરી શકિત! રણભૂમીમાં લાખો મનુષ્યોના

પ્રાણ હરનારી, શમશેર શકિત ? શાસારૂ સઘળા જમાનાના અને સઘળા દેશોના મનુષ્યો, તને બનાવતા આવ્યા છે ? શું સકળ પ્રાણી વર્ગના રક્ષણાર્થે દુનિયાના સઘળા દેશોમાં બનાવવામાં આવે છે, કે ભક્ષણાર્થે ? નહિ તો યુદ્ધમાં—પરસ્પર કલેશમાં સેંકડો મનુષ્યો તારાથી મૃત્યુ વશ થાય છે, તે ન થાત. અરે ! ઓ મનુશ્યોના હાથથી બનેલ શમશેર શકિત ? તું શું મનુષ્યો-નોજ ઘાત કરે છે. ત્યારે શું મનુષ્યોજ, મનુષ્યોનો–રે પોતાના બન્ધુઓનોજ, નાશ કરવા અર્થે તને બનાવે છે ?

અરે ઓ શકિત દેવી ! ચાલ તૈયારથા. એમ કહી બન્ને જણા, જેવા ગરદન ઉપર ઘા કરવા જાય છે, તેવી મહાકાળીની મુરતી ફાટી, અને ' સબુર ' એમ કહી બન્નેના હાથ પકડી લીધા.

અરે પુત્રો ! તમો આત્મહત્યા કરી મને શાસારૂ દોષીત કરો છો. તમારા દુઃખનો અવાજ મેં કૈલાસમાં સાંભળ્યો કે તરતજ તમારા દુઃખનું કારણ પુછવા આવી છું.

બન્ને મિત્રો કહેવા લાગ્યા–હે અંબીકા ! અમારા દુઃખનું કારણ આપ જાણો છો. આ અખીલ વિશ્વમાં સર્વ પ્રાણીઓના હૃદયમાં આપ શકિત રૂપે વ્યાપ્તમાન છો, તો આ અચાનક પડતા વાદળાને આપ વીખેરી નાંખો.

**દેવી**—વત્સ ! તારે માથે જે સંકટ આવી પડનાર છે, તેમાંથી મુકત કરનાર દેવ, દાનવ, કે માનવ કોઇ સમર્થ નથી. તું ક્ષત્રી પુત્ર થઇ દુઃખથી ડરે છે ? ખરે ! અસ્ત અને ઉદય, સુખ અને દુઃખ કોને નથી હોતાં, જળનું સ્થળ અને સ્થળનું જળ, એ કર્મફળ દાતાની કૃતિ છે. આ સરિતા તું જુએ છે, તે પણ અસ્તોદયને આધીન છે.સુર્ય [illegible] ચંદ્રલોક પણ અસ્ત અને

વિચાર ઉદય છે, કોણ એની સહાય? અથવા અસ્ત થનારને સહાય કેવી? જ્યારે ઇશ્વરની આવી મહાન વિભુતીઓ ને પણ અસ્ત અને ઉદય હોય છે, તો મનુષ્ય બીચારા શા હિસાબમાં? દુઃખમાં શોકે શાનો અને સુખમાં હર્ષ પણ શાનો?

કુમાર—ત્યારે કૃપા કરી અમને કમળ પૂજા કરવાની રજા આપો.

અરે પુત્ર! એમ સાહસ ન કર, લલાટે જે લખ્યું હોય, તે હરગીપણ મિથ્યા થતું નથી. કહેવત છે કે :—

વિધિએ લખ્યા ન વે મટે, રહે ન છઠ્ઠીકા અંક,
તલ વધે નવ જવ ઘટે, રેરે જીવ નચંત;
લાખ વિમાસણ કરોડ ગત, કર દેખો સબ કોઈ,
અણહોણી હોણી નહિ, હોણી હોય સો હોય.

માટે વિધિએ જે લખ્યું હશે, તેજ થશે. પુત્ર! આ જગત બધું કર્માનુસારે રેંટ માળની પેઠે ચાલ્યા કરે છે. શ્રી જગન્નિયંતાની જે ખુબી છે, તેમાં મોટા મોટા અનુભવી પુરૂષો પણ ગોથાં ખાય છે. તે નિયમ ને અનુસરી ને તારે પણ તારાં ગત જન્મનાં કરેલાં પૂણ્ય પાપનું ફળ ભોગવવા વિના છૂટકો નથી. છતાં પણ તારી ભકિત જોઈ ને હું તને વચન આપું છું કે તારી મદદમાં હું રહીશ. એમ કહી દેવી અદ્રષ્ય થયાં.

કુમાર—અરે વિધિ તેં તો હદ કરી; શું તું તારૂં ધાર્યું કરશે? વીર પુરૂષો પણ તારા નિવાસ્થાન લલાટમાં, તારી અસહ્યતાને લીધે કર પ્રહાર કરે છે, તે કાંઈ ગેરવ્યાજબી નથી. મુખ આગળ અમૃતનો પ્યાલો ધરી વિષના ઘુંટડા પાવાની તારી આ ચાતુર્યતાની [illegible] ારી છે.

આવી રીતે વિધિના કાર્યમાં ગિરફતાર થતા બન્ને મિત્રો મ રની બહાર આવી પોતાના મિત્ર અલમબુષને મળ્યા, અને ત્યાંથી અલમબુષને હુકમ થતાં બન્ને મિત્રોને નદિને પેહલે પાર ઉતારી મુકયા. વીર ચંદ્રકુમારે સર્વ પિશાચોને તેઓના મુકામે જવાની રજા આપી, બન્ને મિત્રો પોતાના મહેલ તરફ વળ્યા. રાત્રી ઘણીજ જવાથી કુમારે ગુણચંદ્રને ઘેર જવાની આજ્ઞા આપી, પોતે મહેલે આવ્યો. કપડાં બદલી વિચારમાં ને વિચારમાં નિદ્રા દેવીને આધીન થયો.

મહાકાળીના મંદીરે જવાની વાત કોઇના જાણવામાં આવી નહિ.

વિર ચંદ્રકુમાર અને ગુણચંદ્ર, દેવીના મંદીરે ગયા પછી, રાજા વિરસેનને નિદ્રા નહિ આવવાથી કુમારના શયન ગ્રહમાં ગયો. રાજાએ કુમારને શય્યામાં નહિ જોવાથી અનુમાન કર્યું કે, તે તેના મિત્રને ઘેર ગયો હશે. રાજા વિરસેન કુમારના શયન ગ્રહમાંથી પાછો ફરી મહેલે આવી, પોતાની શય્યામાં સુતો, પણ વિચારમાં તલ્લિન હોવાને લીધે, હઠીલી નિદ્રાએ તેની આંખમાં બીલકુલ પ્રવેશ કર્યો નહિ.



# प्रकरण ६ ठुं.

## પ્રેમી યુગલ, પરસ્પર ઓળખાણ.

"Love is the root of creation, God's essence;
Love the very life—breath of the heart."





પ્રભાત થવાનો સમય છે, પક્ષીઓ પોતપોતાના માળામાંથી નીકળી એક બીજા સાથે કલ્લોલ કરી રહ્યાં છે, સૂર્ય આસ્તે આસ્તે પોતાનાં સોનેરી રંગનાં કિરણો પૃથ્વી ઉપર ફેંકતો આવે છે, તે વખતે શહેરના ઉદ્યાનમાં એક મુગ્ધ બાળા ફરતી ફરતી, પ્રેમના વિચારોમાં પરોવાઈ હતી.

વાચકોએ જાણ્યું હશે કે આ બાળા બીજી કોઈ નહિ પણ ચંદ્રનગરના, કન્યા વિક્રયના હિમાયતી મી.(!) કાન્તીલાલની નાની પુત્રિ હતી. તે બાળા પુષ્પ વિણવા અર્થે બાગમાં આવી હતી, અને મનમાં વિચાર કરતી હતી, કે મારા માટે પરમેશ્વરે કયા પુરૂષને નિર્માણ કર્યો હશે ? મારૂં ભાગ્ય કેવું હશે? મારી ઉમર અત્યારે પંદર વરસની થઈ છે. મારૂં મન દિવસે દિવસે વિકારને વશ થતું જાય છે? એવા એવા અનેક સંકલ્પો કરતી એક ગુલાબના છોડ પાસે ઉભી ઉભી ગુલાબના રંગની શોભા નિરખતી હતી. તેવામાં થોડેક દૂર કાંઈક અવાજ આવતો હોય એમ જણાયું. અવાજ સાંભળી પોતે ચમકી અને આજુ બાજુ જોવા લાગી. તેવામાં એક પુરૂષને પોતાની તરફ આવતો જોઇ વિચારમાં પડી કે આ [illegible] અને અત્રે આવવાનું શું

પ્રયોજન હશે? પહેરવેશ ઉપરથી અમારી જ્ઞાતીનો હોય જણાય છે. તેણીની આ વખતની સ્થીતિ ઘણીજ બદલાઇ ગઇ હતી, આગળ એક ડગલું પણ ભરવાની હિમત ચાલી નહિ. છાતી ભરાઈ જવાથી તેનામાં બોલવાની શકિત રહી નહિ. આખરે હિમત લાવી બોલવાનો મનસુબો કર્યો.

વિમળા—આપ કોણ છો અને કયાંથી આવો છો?

ગુણચંદ્ર—હું પ્રધાન પુત્ર છું, પાસેના શહેરમાંથી આવું છું.

વિમળા—આપનું મુબારક નામ?

ગુણચંદ્ર—મારૂં નામ ગુણચંદ્ર.

વિમળા—બહુ સારૂં. આપે આપના સદ્ વર્તનથી પ્રજા સમસ્તમાં બહુ સારો પ્રેમ મેળવ્યો લાગે છે.

ગુણચંદ્ર—હશે. સદ્ ગુણી મનુષ્યો હમેશાં દરેક વ્યકિત માંથી સદ્ ગુણનેજ ગ્રહણ કરે છે.

વિમળા—આપનું લગ્ન થયું હશે?

ગુણચંદ્ર—નહિં.

વિમળા—કોઈ રૂપ ગુણમાં યોગ્ય કન્યા હોય અને આપને વરવા ચાહતી હોય તો?

ગુણચંદ્ર—માતા પીતાની આજ્ઞા વિના કાંઇ કહેવાય નહિ.

વિમળા—મળે તો લગ્ન કબુલ કરો ખરા?

ગુણચંદ્ર—પણ કોણ છે તે તો બતાવો?

વિમળા—આપની જ્ઞાતીનીજ કન્યા છે.

ગુણચંદ્ર—કયા ગામની અને કોની પુત્રિ?

વિમળા—તેનું સત્ય ઠેકાણું તમોને કહીશ પણ પહેલાં વચન આપો.

ગુણચંદ્ર—જોયા અને જાણ્યા વિના વચન કેમ અપાય?

વિમળા—આપને ગમે તો લગ્ન કરશો ખરા કે?

ગુણચંદ્ર—ત્યારે નામ ઠામ દર્શાવો.

વિમળા—આપની સાથે જે વાતચિત કરે છે તેજ?

ગુણચંદ્ર—મારી સાથે તો અત્યારે તમેજ વાત કરો છો.

વિમળા (શરમાઈ જાય છે.)

ગુણચંદ્ર—તમે આ શું બોલો છો?

વિમળા—હું સત્યજ કહું છું.

ગુણચંદ્ર—વારૂ, ત્યારે તમારા પીતાનું નામ, ઠામ વિગેરે મને જણાવશો.

વિમળા—હું આપનાજ ગામની રહીશ છું, અને કાન્તીલાલની નાની પુત્રી છું. મારા અધમ પીતા રૂા. દશ હજાર લઈ મને કોઇ સાઠ વરસના બુઢા સાથે પરણાવવા ઇચ્છે છે, અને આથી કરીને મારા જીવિત ઉપર છીણી મૂકાય છે. તો આપ મને આપના સુખ દુઃખની ભાગીએણ બનાવશો. ઘણા દિવસ થયાં હું આપના સદ્ગુણ વિષે સાંભળ્યા કરૂં છું. મન સાથે નિશ્ચય પણ કર્યો હતો કે જો સર્વ વ્યાપક શ્રી હરિ તેવા પ્રતાપી પુરૂષથી મારૂં ભાગ્ય જોડે તો મારાં અહો ભાગ્ય. આખરે સદ્ ભાવના ફળી ખરી. હવે અત્યારેજ મારી સાથે ગાંધર્વ લગ્ન કરી મને આપની અર્ધાંગના બનાવશો.

ગુણચંદ્ર— નહિ, નહિ, એટલી બધી ઉતાવળ થાયજ નહિ. લગ્ન કરવાં એ નાનાં બચ્ચાંઓની વાત નથી. સાહસ ન થાય, સુંદરી! ધૈર્ય ધરો! ઇશ્વર પર ભરોસો રાખો. તમારી ઇચ્છા હશે તો ભવિષ્યમાં સારૂંજ થશે.

વિમળા—વારૂ, ત્યારે મને વચન આપો.

ગુણચંદ્ર—સત્યનેજ પ્રિય ગણવાવાળા પુરૂષો જે મુખથી બોલે છે, તેજ વચન રૂપ છે. તો પણ તમારી તેવીજ ઇચ્છા છે તો લ્યો, આ મારૂં વચન છે.

આમ એક બીજા ને વચન આપે છે, એટલામાં કોઈ અન્ય જનના આવવાથી આ પ્રેમી યુગલના પ્રેમમાં ભંગાણ પડયું.



# प्रकरण ७ मुं.

## રાજ કુમારનું હરણ.

છપ્પો.

લખ્યા વિધિએ લેખ, ટળે નહિ બળવા ખંડ,
લખ્યા વિધિએ લેખ, દૈવ થઇ રાજા દંડ;
લખ્યા વિધિએ લેખ, વછો વ્હાલાનો આપે,
લખ્યા વિધિએ લેખ, વૈરી થઈ દુઃખજ આપે;
હુકમ જેવો ઇશનો, તેવો વિધાત્રી કરે,
જગજીવન નિશ્ચય કહે, શાને માથાં કુટરે.

---

વિધિ અપાવે રાજ, વિધિથી રંકજ થાયે.
વિધિ અપાવે દુઃખ, વિધિથી સુખજ જાયે;
વિધિ અપાવે વિદ્ય, વિધિથી ભૂલે ભમતો.
વિધિ અપાવે નાર, વિધિથી ભોજન જમતો;

કર્મ કર્યા જેવાં હશે, તેવાં ભોગવવાં પડે,
જગજીવન નીશ્ચય કહે, શાને કાજે તું રડે.

---

રામ સમા રાજા રહ્યા, ચૌદ વર્ષ વનવાસ,
રાવણ રોળ્યો પલકમાં, થયો વિભીશણ દાસ ;
કુંભકરણ બળીઓ બહુ, ચોળ્યો ચાંચડ વત,
લંક ઉખેડી પલકમાં, રાક્ષસ કીધા ચટ ;
દેવતણા મહાદેવ જે, વિશ્નુ કેરા અંશ,
વનમાં વાસ વિધિએ લખ્યો, કોણ કરે વિધ્વંશ ;
પાંડુ કેરા દીકરા, પાંડવ પાંચે ભ્રાત,
તેર વર્ષ વનમાં રહ્યા, હુવો ખુબ ઉત્પાત ;
કૌરવ માર્યા એકસો, ભીષ્મ દ્રોણ ને કર્ણ,
કૃપા ભઈ શ્રી કૃશ્નની, પાંડવે આણ્યાં મર્ણ ;
માટે રે તું માનવી, ચેત ચેત ઝટ ચેત,
રામ નામ રસ પી સદા, છોડ પાપની રેત.



જ. ના. રા.

સાત દિવસ વહી ગયા છે. આઠમો દિવસ—કુમારના હરણનો દિવસ—આજે છે. દિવસના બાર કલાક પણ વ્યતિત થઈ ગયા છે. રાત્રિનો સમય છે. સર્વત્ર અંધકાર પથરાઈ ગયો છે. કુમારના મહેલની આસપાસ હજારો સૈનીકોને ગોઠવી દીધા છે. એવો સખ્ત બંદોબસ્ત રાખ્યો છે કે કીડીને પણ પ્રવેષ કરવો કઠણ થઈ પડે, તો મનુષ્ય વિગેરે નો શો ભાર ? કુમાર આ વખતે મહેલમાં બેઠો બેઠો, વિચાર કરતો હતો, કે ગમે તેવું મારા પિતાશ્રીએ રક્ષણ કર્યું હશે, તોપણ તે સર્વ વૃથા છે. મહાકાળી જગત અંબાએ પણ કહ્યું છે કે તારૂં હરણ તો થશેજ

તો પછી ચહાય તેવા ઈલાજ કરવાથી બચવાની આશા રાખવી નિરર્થક છે. એમ કહી તે સ્વસ્થ થઈ બેઠો.

મહેલમાં કુંવર સિવાય કોઈ પણ હતું નહિ. કુમારને રાત્રીના લગભગ બે વાગ્યા સુધી તો નિદ્રા આવી નહિ. જેના ગૃહમાં સર્પ પેઠો હોય તેને, ધનના સંગ્રહ કરનારને, કન્યાના પિતાને, પર સ્ત્રીના યારને, પર ધનના લાલચુને, યોગી, રોગી કે ભોગીને, નિદ્રા આવતી નથી તો જેને માથે અથાગ આપત્તિ આવી પડનાર હોય, જેને દુઃખમાંથી છુટવાનો એકે ઉપાય ન હોય, તેના ઉપર નિદ્રા પોતાનો પ્રભાવ કેવી રીતે ચલાવી શકે? આપણી વાર્તાના નાયકને તો વિધિના પ્રતાપે ઉલટો અનુભવ મળ્યો. ત્રણ પ્રહર વ્યતિત થયા પછી કુમારની આંખમાં ઘેન આવવા માડયું, અને થોડીજ વારમાં તે ગાઢ નિદ્રાને વશ થયો.

સમય લગભગ રાત્રીના ચાર વાગ્યાનો હતો. યોગી પુરૂષો નિદ્રાને તજી પ્રભુના નામનું સ્મરણ કરતા હતા, સન્નારીઓ ઉઠી ઘર કામમાં ગુંચવાઈ ગઈ હતી, બ્રાહ્મણો પોતાના નિત્ય કાર્યમાં ગુંથાયા હતા, તેજ વખતે વીર ચંદ્રકુમાર પોતાના શયન ભુવનમાંથી એકાએક ગેબ થઈ ગયો.

શું કુમારનું હરણ થયુ.? હા, થયું.

હજારો સૈનીકોની ચોકી છતાં ગુમ થઈ ગયો.

વાંચકોને સ્વભાવિક આશ્ચર્ય થશે કે આતે કેવું અંધારૂં! કેવી અને કેટલી બધી અવ્યવસ્થા? શું હજારો સૈનીકો છતાં તેનું રક્ષણ થઈ ન શકયું? શું કોઇએ તેની સંભાળ ન લીધી? તેનું હરણ કોણે કર્યું, અને તેને કયાં લઈ ગયા?

પ્રિય ભાઇ ધીરજ ધર. હજારો સૈનીકો બીચારા શું

? ભાવીએ સર્વને ભુલાવ્યા, ભમાવ્યા, બેભાન કર્યા, અને કુમારનું હરણ કરાવ્યું.

વીર ચંદ્રકુમારનું હરણ કરનાર પુરૂષો નહિ પણ સ્ત્રીઓ હતી—અપ્સરાઓ હતી. તેઓ એકન્દર દશ હતી. તે સર્વે ઇંદ્ર રાજાની કચેરીમાં નૃત્ય કરનાર અપ્સરાઓ હતી. તેજ રાત્રે તેઓ સર્વે નૃત્ય કરી ઇંદ્ર રાજાને પ્રસન્ન કરી, મૃત્યુ લોકમાં ઉતરી આવી હતી, અને વીર ચંદ્રકુમારના મહેલ પાસે એક મોટું વડનું ઝાડ હતું, ત્યાં તેઓ એ વિશ્રામ લીધો હતો. તે સર્વેનાં નામ અનુક્રમે, **વિજયા, જયા, કાન્તા, તામરૂ, હાસ્યત, મુદ્રા, સુસ્વરી, સુશીલા, કુમુદીની અને નીલી** હતાં. સર્વમાં નીલી નાની હતી, પણ ઘણી ખુબસુરત હતી. મહારાજા ઇંદ્રને નીલી ઉપર બહુજ પ્રેમ હતો, તેથી સ્વભાવિક રીતે બાકીની પરીઓ તેના ઉપર બહુ મમતા રાખતી હતી. બનતાં સુધી તેણીનું કહેવું કબુલ કરતી હતી. વટ વક્ષ ઉપર આવ્યા પછી નીલીના મનમાં વિચાર થયો કે આ મહેલ મેં ઘણીવાર જોયો છે પણ કોઇ વખતે રાત્રિના આવા સમયે આવો સખ્ત બંદોબસ્ત જોયો નથી. આનું કારણ કાંઈક જૂદું હોવું જોઈએ. માટે પુરો તપાસ કરી માહેતી મેળવું. એમ મનમાં વિચારી પોતે સર્વ પરીઓને કહેવા લાગી :—

નીલી—બેનો ! આ મહેલ સમીપે આપણું ઘણા વખત થયાં આવવાનું થાય છે, પણ કોઈ વખત આવો સખ્ત બંદોબસ્ત જોયો નથી. માટે મહેલમાં કાંઈક કૌતક હશે. ચાલો આપણે અંદર જઈ ખાત્રી કરીએ.

વિજયા—બેન! મનુષ્યના મહેલમાં જવાનું તથા કૌતક

જાણવાનું આપણે શું કામ છે? આપણે તો અહિયાં વિશ્રાંતિ લેવા આવ્યાં છીએ. આપણો વખત હવે થઇ રહ્યો છે. માટે વખતસર આપણે સ્થાને ચાલ્યાં જઇએ.

નીલી——તમે બધી ગમે તેમ કહો, પણ મારેતો ત્યાં જવું છે. માટે વિલંબ નહિ કરતાં સત્વર જોઇને પાછાં ફરીશું.

સર્વે બહેનોએ આખરે તેનું કહેવું માન્ય કર્યું, અને તરતજ મહેલમાં પ્રવેશ કર્યો. ત્યાં જઈને જુએ છે તો છત્રી પલંગ ઉપર કામદેવને પણ ભુલાવે એવો આપણી નવલ કથાનો નાયક વીર ચંદ્રકુમાર ભર ઊંઘમાં પડેલો છે. કુમારનું આવું સુંદર મુખ તથા શરીરના દરેક ગાત્રો જોઈને નીલીનું મન આકુળ વ્યાકુળ થઈ ગયું. મનમાં બોલવા લાગી કે અહો! આ બીજો કામદેવ છે કે શું? આ મૃત્યુ લોકમાં મેં ઘણા ઘણા રાજ કુમારો જોયા પણ આવા મનોહર મુખડાવાળો, દીવ્ય કાન્તીવાળો કુમાર કયાંય પણ નીહાળ્યો નથી. ગમે તેમ થાઓ તો પણ મારેતો આ રાજ કુમારનેજ વરવું. એને પરણી ને હું સદ્દભાગી થઈશ. નિરંતર સેવા કરી, તેમનું મન રંજન કરી, ખરી પ્રિતી સંપાદન કરી પતી સુખનો લાવો લઇશ.

એમ મનમાં નિશ્ચય કરી આ કુમારને આહીંથી ઉચકી પોતાને સ્થાને લઈ જવાનો સર્વેને પોતાનો નિશ્ચય જાહેર કર્યો. સર્વ અપ્સરાઓ કહેવા લાગી, બેન! તમો આ શું બોલો છો? શું કુમારનું હરણ કરવાનું છે? તેના માતા પીતા, રાજ્ય કુટુંબ અને પ્રજા વર્ગને દુઃખી કરવા ધાર્યા છે? સર્વે અપ્સરાઓએ તેણીને બહુજ સમજાવી પણ આ નીલી——કામને વશ થયેલી નીલી પારકું દુઃખ કેમ જોઈ શ[illegible] કેવાં અનર્થ કાર્ય

...રાવે છે! કામ માબાપની આજ્ઞા મુકાવે છે, કામ પુત્ર પરથી પ્રીતિ તજાવે છે, કામ ધર્મ શું છે તે જાણતો નથી, કામ કુટીલતા સ્વીકારે છે, કામે કેટલાને ખરાબ કર્યા, કામે કેટલાને ગુલામગીરી કરાવી? નિઃસંશય આ જગતમાં દુઃખ માત્ર કામથીજ ઉત્પન્ન થાય છે. નીલી ને સમજાવવામાં કોઇએ કચાશ ન રાખી પણ નીલી એકની બે ન થઈ--તેણીએ પોતાનું ધાર્યું કર્યું, અને તેથી સર્વે અપ્સરાઓએ ન છુટકે-નીરૂપાએ તેનું કહેવું માન્ય કર્યું.

નીલીએ એક ક્ષણ પણ ન ગુમાવતાં પોતાના હાથમાંથી મુંદ્રીકા કાઢી અને કુમારના શરીર ઉપર ફેરવી કે તરતજ એક શુક--પોપટ બની ગયો. નીલીએ તેને હાથમાં લઈ છાતી સાથે દાબ્યો.

તરતજ સર્વે અપ્સરાઓ ચુપચુપ પોપટ (કુમાર) ને લઇને આકાશ તરફ ચાલી ગઈ.

પલંગ પલંગને ઠેકાણે રહયો, અને રાજ ભુવન સુનકાર થઈ ગયું વાંચકો તેની શું સ્થીતિ થાયછે, કેવાં સુખ દુઃખમાં આવી પડે છે, તે વિગેરે, આપણે આગળ ઉપર જોશું.



# प्रकरण ८ मुं.

—✤✤✤✤✤✤✤✤✤—

## સ્થિતિ પરિવ-ર્તન.

*The wheel of life is ever on the round,*
*While one side's up, the other's on the ground.*

PLUTARCH.



સૂર્યોદય થતાં મહારાજા **વીરસેન**, હુમેશ કરતાં વહેલો ઉઠી કુમારના મહેલ પાસે આવ્યો. સૈનીકોએ હથિયાર નમાવી માન આપ્યું, અને આસપાસ તપાસ કરે છે, તો તેની તેજ સ્થીતિમાં સર્વને નીહાળ્યા, અને પછી પૂછવા લાગ્યો! "કેમ! રાત્રીએ કાંઇ નવુ જુનુ બન્યુ હતુ?" સૈનીકો કહેવા લાગ્યા, કે "મહારાજ! આવો બંદોબસ્ત હોઇને પક્ષી પણ અંદર જવાની હીંમત ન કરી શકે તો માનવ આદીનો શો ભાર?"

રાજા વીરસેનને સૈનીકોના બોલવાપર વિશ્વાસ આવ્યો નહિ, તેથી તરતજ કુમારના મહેલમાં પ્રવેશ કર્યો. અંદર જઇને જુએ છે તો કુમારને પલંગમાં જોયો નહિ, તેથી અફસોસ કરતો મુર્છાવશ થઈ જોરથી જમીન ઉપર પડયો. પડવાનો અવાજ ચોકીદારોના કાને પડવાથી તેઓ એકદમ ઉપર દોડી આવ્યા. સીપાઇઓએ રાજાને પલંગમાં સુવાડયો અને જોઈતા ઉપચાર કર્યા. થોડી વારે રાજા વીરસેનને જરા શાન્તી વળી, એટલામાં પ્રધાન પુત્ર ગુણચંદ્ર, સે[illegible]પતી અને ગામના મુખ્ય

ોડીઆઓ કુમારની ભાળ લેવાને આવી પહોંચ્યા. રાજાને બેભાન સ્થીતિમાં જોઇ સર્વે દીલગીર થયા. થોડી વારે રાણીવાસમાં કુમાર ગુમ થયાના ખબર પડતાં રડારોળ થઈ રહી. ધીમે ધીમે આખા નગ્રમાં કુમાર ગેબ થયાની વાત પ્રસિદ્ધ થઈ ગઈ. નગ્રની તમામ વસ્તીએ પોતાના પ્રજાપાલક રાજાના દુઃખમાં ભાગ લીધો. પ્રધાન પુત્ર ગુણચંદ્રને આવા દુઃખદાયક ખબર સાંભળીને બહુ લાગી આવ્યું, અને તેથી તેણે પોતાના સન્નમિત્રની ગમે તે પ્રકારે ભાળ લેવાનો નિશ્ચય કીધો.

પ્રધાને રાજાને ઘણી રીતે દીલાસો આપવા માંડયો, પણ તે વખતે રાજાને બીલકુલ ભાન નહિ હોવાથી સર્વ વ્યર્થ ગયું.

થોડી વારે રાજા શુધ્ધીમાં આવવાથી, પ્રધાન સહીત રાણીવાસમાં આવ્યો. ત્યાં પણ સર્વત્ર શોકની છાયા પ્રસરી રહી હતી.

કુમારની માતા અતિશય વિલાપ કરતી હતી. "અરેરે! વ્હાલા પુત્ર! તું કયાં ગયો, તને કોણ હરી ગયું? દુર્દૈવ શું કર્યું? મારા લાડકવાયા તું કયાં ગયા? અરે ઈશ્વર તમોએ દ્રવ્યના ભંડાર બતાવી પાછો છીનવી લીધો! થાળીમાં ભોજન પીરસી પાછી ખેંચી લીધી? મેરૂ ગીરીના શીખરપર ચડાવી મને નીચે પટકી, મારા મનોર્થરૂપ વૃક્ષને કુહાડીથી છેદી નાંખતાં તને જરા પણ દયા આવી નહીં? અરે! હું કોને દોષ દઉં! મારા કર્મનોજ દોષ. પૂર્વે મેં મહા પાપ કર્યાં હશે, કે મારે પુત્ર વિયોગ થયો."

રાણીનો આવો હૃદય ભેદક વિલાપ સાંભળી મંત્રિવર્ગ બહુ દીલગીર થયો. અને રાણીને ધીરજ આપવા લાગ્યા કે "મહારાણી! શોકને છોડો ભાવિ બળવાન છે. કરેલાં કર્મ પ્રાણી માત્રને ભોગવવાં

પડે છે. દેવી! તમે ધર્મના જ્ઞાતા છો. વિલાપ કરવાથી શું વળવાનું છુ? શોકને તજી પ્રભુનું સ્મરણ કરો, કે જેથી દુઃખ દૂર થશે. પ્રભુ સહાયતાથી કુમારશ્રી સત્વર પાછા આવશે." આવી રીતે ધીરજ આપી મંત્રિવર્ગ રાજાની રજા લઇ વિદાય થયો.

રાણી રડીને કહેવા લાગી. "અરેરે! સ્વામીનાથ! હવે હુ. શું કરીશ? મારા પુત્રનો વિયોગ મારાથી સહન કેમ થઈ શકશે? માટે પુત્રની પાછળ હું પણ જઇશ."

અહો માતાનું હેત! તેની અપૂર્વતા, તેની અલૌકિકતા, તેની નિર્મળતા, તેની પુર્ણતા? સર્વથા માતા તે માતાજ છે. અનેક પ્રકારનું કષ્ટ સહન કરી, સર્વ રસનો ત્યાગ કરી, નવ માસ ઉદરમાં ભાર વહી ને છેવટ કષ્ટાઈ કષ્ટાઇ જન્મ આપી, શાસારૂ માતા—પ્રેમાળ માતા, પુત્રના અલ્પ હિતને માટે પણ મહા દુઃખ વેઠે છે? શાસારૂ પોતાના યોવન વન ઉપર છીણી મુકે છે? બીજું કોઈ નહિ પણ "Mother's love knows no bound" માતાનો સ્નેહ નિઃસીમ છે. જેને પુત્રના મળમૂત્ર ધોવામાં અત્યાનંદ જણાય, જેને પુત્રનું ઉચ્છિશષ્ટ અન્ન અમૃતવત્ લાગે, અને જેને પુત્રના મુખ દર્શનમાં—ચુંબનમાંજ—પુર્ણાનંદ જણાય એવી માતા! સર્વથા ત્હારા અખંડાનંદૈક રસતાના અંશો મુકવામાં ઇશ્વરે યોગ્ય સ્થળજ ખોળેલું છે. જે પુત્રને માટે તેં નિદ્રા તજી, શાન્તિ તજી, જેને માટે શોધી શોધીને કીમીયાગરોને, જોષીને, અને વૈદ્યને ધન ધાન્યથી તૃપ્ત કર્યા, દેવીની બાધાઓ કરી, આવી રીતે અનેક પ્રકારના ટુચકાઓ કર્યા, તે પુત્ર કુરૂપ હોય, કુબડો હોય, બ્હેરો હોય, લંગડો હોય, કાંણો હોય, તોપણ ત્રણે અવસ્થામાં ત્હારી પ્રીતિ તેવી ને તેવીજ રહી [illegible] રહી—કદાપી ઓછી

ન જણાઈ. એ શું તારા ઉપર ઇશ્વરી પ્રસાદ કમિ છે! ના, નહિ, અવધિ છે. તું તારા પુત્ર વાત્સલ્યથી નિરંતર વંદનીયજ છે. માતા!—પુર્ણ સ્નેહ સાગર મૈયા!—તને હજારો બલકે લાખો પ્રણામ છે.

રાજા પણ અતિશય શોક કરવા લાગ્યો, અને પ્રભુને સ્તુતિ કરવા લાગ્યો, કે "હે અશરણશરણ કરૂણા સાગર મારી અર્જ ધ્યાનમાં લઈ મારા પુત્રનો મેળાપ કરાવો! એવો મારો કયો વૈરી ઉત્પન્ન થયો કે તેણે મારા પુત્રનો વિયોગ કરાવ્યો. બતાવો મારા દુશમનને? પછી તે પાતાળમાં, આ પૃથ્વીમાં, પાણીમાં કે કોઈ અન્ય સ્થળે હશે, તોપણ તેને પકડી હું પુરો કરીશ. હાય! ભડકો ઉઠો મારા રાજ્યમાં! આગ ઉઠો મારા તનમાં, જેથી હું બળી ભસ્મ થાઉં, અને પુત્ર વીરહનું દુઃખ જોવું ન પડે."

રાજા તથા રાણીને વિલાપ કરતાં જોઇ, પ્રધાને તેમને દીલાસો આપવા માંડયો. "માહારાજા! તમે ગમે તેટલો શોક કરશો, તોપણ કોણ સાંભળનાર છે? તમારા દુઃખમાં ભાગ પડાવનાર કોણ છે? માટે શોકને તજી પ્રભુ સ્મ્રણ કરો. ચંદ્રમુખ જોષીના કહેવા પ્રમાણે કુમારને કાંઇપણ દુઃખ નહિ પડે. ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખો, અને રૈયતનું પુત્રવત્ પાલન કરો." પ્રધાને ધીરજ રૂપી વહાણ મોકલ્યાથી, રાજા તથા રાણી, જે શોક રૂપી સમુદ્રમાં ડુબતા હતા તે કાંઇક શાન્તી રૂપ કિનારે આવ્યાં.

રાણીને ધૈર્ય આપતો આપતો, રૂદન સમાવતો સમાવતો, પ્રજાને ધિરજ દેતો દેતો, પુત્રના રક્ષણાર્થે ઇશ્વરને સ્તવતો સ્તવતો રાજા **વિરસેન** કાળ નિર્ગમન કરવા લાગ્યો. દિવસે દિવસે તેને આ સંસાર અકારો થઈ પડ્યો. આત્મ વિચારે જ્ઞાનનો પ્રદીપ

સંકોર્યો—સતેજ કર્યો. તેથી તેને જ્ઞાન દ્રષ્ટિએ જણાઃ અનાદી ચાલતા આવેલા સંસારમાં, અમર કશુંએ નથી. કોઈ કોઈનું સગુ નથી. માટીમાં માટી મળી જશે. આત્મારામ ઉડી જશે. ઉદય અસ્ત, સુખ દુઃખ અને આશા નિરાશા એ સંસારીક પ્રવાહ છે. તુચ્છ વસ્તુઓ માટે પોતાની મમતા ઉપર તેને તીરસ્કાર છુટયો. પ્રભુનું ધ્યાન ધરવામાં કાળ વ્યતિત કરવા લાગ્યો, પુત્ર આદિ વસ્તુમાં તેની પ્રીતિ ઓછી થતી ગઈ. અને પોતાના મનને બોધ દેવા લાગ્યો કે "હે જીવ ! ત્હારી આસપાસ નજર કર. જે જે પદાર્થો તું જુએ છે, તે સર્વ સ્થાઈ—સદૈવ રહેવાનાં છે ? નહિ. ત્હારી લક્ષ્મિ, તારો વૈભવ, અરે ! તારૂં પોતાનું શરીર, પણ સંધ્યાના રંગ જેવું છે—ઘડીમાં પલટાઈ જનાર છે, તું એકલો છે, એકલો આવ્યો હતો અને એકલો જઈશ ! માટે સર્વ છળભળ છોડી પ્રભુને શરણ થા." એમ વિચાર કરતો કરતો, પોતે શયન ગૃહ તરફ ગયો.

મિત્ર વીયોગના દુઃખથી ઘેરાએલો ગુણચંદ્ર મહેલમાંથી નીકળી, પોતાને ઘેર આવી પોતાના ખાસ ખાનગી રૂમમાં બેઠો. "મિત્ર ! ખરેખર તેં મને દગો દીધો. મને સાથે કાં ન લઈ ગયો ? અરે ગુણચંદ્ર ! શા સુખ સારૂ તું આંહિ બેઠો છે ! જા તારા મિત્રની ભાળ લે, અને મિત્ર ધર્મ બજાવ. એમ બોલીને જેવો તે ઉઠવા જાય છે, તેવોજ પોસ્ટમેન (ટપાલવાળો) આવી તેના હાથમાં એક કવર મુકે છે. તરતજ તે ફોડ્યું તો આશ્ચર્યતામાં તણાવા લાગ્યો. પત્રનો સાર નીચે મુજબ હતો :—

**...પ્રય પ્રાણ!**

આ દુનિયામાં આવેલા દુઃખના દાવાનળમાંથી મને બચાવનાર કોઈ નથી. હું અનાથ છું. હું એક ગરીબ ગાય કસાઈના હાથમાં ફસાઇ છું. તમો વાંચી ને અજબ થશો, કે તે કસાઇ તે મારો બાપજ છે. પુત્રી ઉપર તેની કેટલી નિર્દયતા? મારા સ્વાર્થી પીતાએ મારૂં સગપણ સીતેર વરસના ડોસા સાથે કરવા વિચાર કર્યો છે. અને તે બદલ **રૂ. પંદર હજાર** લેવાનો નિશ્ચય કર્યો છે મેં તેમને સમજાવવામાં બાકી રાખેલ નથી પણ ફક્ત પૈસાનો સ્વાર્થી પીતા કેમ માને! તેથીજ આપને સવિનય વિનંતી કરૂં છું કે મને—હા! એક રંક ગાયને—આપ આ દુઃખમાંથી બચાવી અપના સુખ દુઃખની ભાગીએણ બનાવશો. આપના સીવાય આ દુનિયામાં અન્ય પુરૂષો મારે ભાઇ સમાન છે. આજથી છઠે દિવસે હું આપને મારા બગીચામાં મળીશ, ત્યાં આપ પધારવા કૃપા કરશો. જો તમો મને આ દુઃખમાંથી નહિ બચાવશો. તો હું જે ન કરવાનું કરીશ. તેનું પાપ આપના શીર છે. એજ લી.

**વીમળા.''**

ગુણચંદ્ર કાગળ વાંચી સ્તબ્ધ બની ગયો, અને વિચારમાં પડયો. "દુઃખ આવે છે ત્યારે ચોતરથી આવે છે. એક ઉપાધી તો ઉભી હતી, ત્યાં વળી બીજી આવી પહોંચી. જો પહેલાં મિત્રની મદદે જાઉં તો સ્ત્રી હત્યાનું પાપ લાગે, અને જો વીમળાની વા'રે ધાઉં તો મિત્ર ધર્મ ચૂકું. મારે તો સુડી વચે સોપારી આવ્યા જેવું થયું છે. એમ કાંઈ વિચાર કર્યે બનવાનું છે! વીમળાને આ ઘડીએ કાગળ લખી નાખું, અને પછી મિત્રની શોધ કરવા ચાલ્યો જાઉં." એમ કહી કાગળ લખી ટપાલમાં રવાના કર્યો, અને મુસાફરીમાં જોઇતો સામાન લઈ કોઇને કહ્યા વગર મીત્રની મદદે ઘર છોડી ચાલી નીકળ્યો.

# प्रकरण ९ मुं.



## સ્નેહી સમાગમ—મિત્રની મહત્વતા.

સાયંકાળનો સમય થવા આવ્યો હતો, વિધ વિધ સુવર્ણમય રંગો પુરી ઇશ્વરનો મહીમા બતાવતું હોય એમ સંધ્યા તેજ પ્રકાશી રહ્યું હતું. રબારી આખો દીવસ પોતાનાં ઢોરાંને વગડામાં ચરાવી, દુહા લલકારતા લલકારતા ગામ તરફ પાછા ફરતા હતા. ગાયોની ડોકે લગાવેલ ઘુઘરાના અવાજ કર્ણને બહુ પ્રિય થઈ પડતા હતા. પક્ષીઓ પણ વનમાં કલ્લોલ કરી રહ્યાં હતાં. આખો દીવસ કામ કરીને કંટાળી ગયેલા ખેડુતો, પોતાના જીવનરૂપ બળદો સહીત ગામ તરફ વળતા હતા. અને મજુર વર્ગ—ગરીબ બીચારો મજુર વર્ગ,—દીવસના બાર કલાક તનતોડ મહેનત કરી પોતાનાં બાળ બચ્ચાં ને મળવાને ઉતાવળો ચાલ્યો જતો હતો. તે સમયે એક દુઃખી પુરૂષ માર્ગનો ભોમીયો નહિ હોવાથી તેમજ વળી અંધકાર પથરાઈ જવાથી આમ તેમ અથડાતો ઉંડા વિચારમાં હોવા છતાં ઉતાવળાં પગલાં ભારતો ભરતો ચાલ્યો જતો હતો. તેનું મુખ, જોનારને દયા ઉપજાવે તેવું હતું. ચાલવાથી તેનાં બધાં ગાત્ર શીથીલ થઇ ગયાં હતાં. આગળ એક પગલું ભરવાની હામ રહી નહોતી. એટલામાં એક મોટા ઝાડ પાસે તે આવી પહોંચ્યો, અને રાત્રિ ત્યાંજ વ્યતિત કરવાનો વિચાર કર્યો. તે ભયાનક અરણ્યમાં જંગલી પ્રાણીઓની બીકથી મોટા ઝાડ ઉપર કોઈ ન જુવે તેમ ચડી બેઠો. વિચારના વાતાવરણમાં રાત્રિ વહી જવા લાગી.

પ્રેય .માં જે ઝાડ ઉપર પોતે બેઠો છે, તેજ ઝાડની નીચેની ગુફામાંથી વિકરાળ રાક્ષસ બહાર નીકળ્યો, અને મોટી મોટી ફલંગો ભરતો ભરતો, અરણ્યમાં ચાલ્યો ગયો. આપણા મુસાફરના મનમાં ભય ઉત્પન્ન થયો અને વિચારવા લાગ્યો કે આતે રાક્ષસ હશે કે ચોર હશે, ગમે તે હો પણ મારે તપાસ તો કરવી. એમ કહી નીચે ઉતરી જે જગ્યાએ પેલો રાક્ષસ જેવો પુરૂષ નીકળ્યો હતો, તે જગ્યાએ જઈને જુએ છે, તો ત્યાં એક ચાંપ દીઠી. તે ચાંપ દાબી તો અંદર જવાને માટે રસ્તો હોય એમ જણાયું, અને તેથી પગથીયાંના આધારે નીચે ઉતરવા માંડ્યું. થોડાં પગથીયાં ઉતર્યો હશે, એટલામાં તેને કાંઈક અંદરથી અવાજ આવતો સંભળાયો, તે કોઈના રડવાનો અવાજ હતો. કાંઈક ભાગ્યા તુટયા શબ્દો તેના કાનને અથડાયા. "હે ઇશ્વર! મને મોત આપ, અથવા આ ભયંકર રાક્ષસના પંજામાંથી મને છોડાવ. હે પ્રાણઆધાર! અત્યારે તમે કયાં હશો? તુર્ત આવો અને મારી વા'ર કરો. આ દુષ્ટના હાથમાંથી મને છોડાવો." આવા દયા ઉપજાવે તેવા શબ્દો આપણા મુસાફરે સાંભળ્યા. આથી તે દુઃખી પ્રાણીને મદદ કરવાનો નિશ્ચય કર્યો. મુસાફરે જેમ જેમ નીચે જવા માંડ્યું તેમ તેમ તેને જણાયું કે આ સ્વર કોઈ સ્ત્રીનો છે. એમ વિચાર કરતાં કરતાં તે રાક્ષસના મહેલની નજદીક આવી પહોંચ્યો. અને અંદર જઇને જુએ છે, તો એક સુવર્ણમય પલંગપર એક બાળા વિલાપ કરતી બેઠી હતી.

જાણે કાંઇ સ્પર્શ થયો હોય એમ આ બાળા ચોંકી ઉઠી, ભડકી ઉઠી. તેના ગાળા નરમ થઈ ગયા, રગ રગમાં પ્રવાહ શોણિત જોરથી દોડધામ કરવા માંડ્યો ...ની હામ ઉડી ગઈ, આશા

તુટી ગઇ. તે શીવાઈ ગઈ, લેવાઈ ગઈ, ન બોલાય, ન ફરકાય. છેવટે મહા શ્રમે "ઓ પ્રાણેશ્વર" એટલું બોલતાંજ તે સ્તબ્ધ થઈ ગઇ. આપણા મુસાફરે તે બાળાને જોઈ—નીહાળી—ઓળખી. જેવો તે બાળાના વદન તરફ જુવે છે, તો અહા! તેના આશ્ચર્યની સીમા રહી નહિ. તેને ભાન ન રહ્યું કે તે કયાં છે, જ્ઞાન ન રહ્યું કે તે કોના મહેલમાં છે.

બાળા આશ્ચર્યતાથી બોલી, "કોણ પ્રાણેશ્વર! અરે! હું આ શું જોઉં છું!"

મુસાફર—"કોણ વિમળા!" અહાહા! આ શું! તું અહીં! પાપીના પંઝામાં! (એમ કહી બન્ને અરસપરસ ભેટી પડયાં.)

સુજ્ઞ વાંચકો! વિમળા ગુણચંદ્રનો કાગળ મળ્યા પછી, એક દિવસ ઉદ્યાનમાં સંધ્યા સમયે એક ઝાડને અઢેલીને બાંક ઉપર તે બેઠી બેઠી, ગુણચંદ્રનાજ વિચારમાં ગિરફતાર થઈ ગઈ હતી, તેજ સમયે એક પ્રચંડ આકૃતી વાળો રાક્ષસ અંતરિક્ષથી નીકળી આવ્યો. વિમળા તેની ભયંકર આકૃતી જોઈ મુર્છીત થઇ ગઇ, પરંતુ તેજ સ્થિતિમાં તરતજ તેને ખાંધે નાંખીને રાક્ષસ ચાલતો થયો. વિમળા શુદ્ધિમાં આવ્યા પછી તે રાક્ષસના ખાંધ ઉપર પોતાને જોઇ ઘણા કાલાવાલા કર્યા, ઘણીએ દીન વાણી કહી, ઘણીએ આજીજી કરી, ઘણાંએ બાથોડીયાં માર્યા, પણ ચલ્લીઓની વિજ્ઞપતિ કે તેનાં ફાંફાં બાજે કયારે સ્વીકાર્યાં છે? તે આહિં લાવી રાક્ષસે આ ગુપ્ત સ્થાનમાં પુરી રાખેલ છે. આપણો મુસાફર (ગુણચંદ્ર) પોતાના મિત્રની શોધ કરતો આહિં અચાનક આવી ચડયો હતો.

આ સમય વિચાર કરવાનો [illegible] હતો. એક મહાન કારા-

પ્રેય માંથી,—મૃત્યુના પંઝામાંથી,— નર્કની ખાણમાંથી, ણીશુદ્ધ નીકળી જઈ, રાતમાં અને રાતમાં નિદ્રા કે શ્રમ જાણ્યા વિના ગુણચંદ્ર અને વિમળાએ પોતાનું પ્રયાણ અનિયમિત દીશાએ ચાલવા માંડ્યું. પ્રભાતે તેઓ એક રમણીય સ્થાને આવી પહોંચ્યાં. શાંતિથી બેઠા પછી બન્નેની ચાર આંખ ભેગી થતાં એક બીજાથી હસી જવાયું. અહા! શો એ બન્નેનો ગાઢ પ્રેમ! શો હર્ષ! શી ઇશ્વરની ખુબી! ખુલાસા કરવાનો આ સમય નહોતો, સમય હતો તો હૃદય નહોતાં, હૃદય હતાં તો જીવ્હા નહોતી.

તેઓ બન્ને એક ગામમાં આવી પહોંચ્યાં. આ ગામમાં ગુણચંદ્રનો ઓળખાણવાળો એક માણસ રહેતો હતો. ત્યાં વિમળાને મુકી મિત્રની શોધ કરવા જવાનો નિશ્ચય કર્યો.

પછી તે પોતાના મિત્ર સૌભાગ્યચંદ્રને ઘેર આવી પહોંચ્યો. યોગ્ય સત્કાર આપી તેમને બેસાડયાં, અને આવવાનું કારણ પૂછ્યું.

ગુણચંદ્ર—જ્યાંસુધી હું મારૂં કાર્ય સિદ્ધ કરીને પાછો ન ફરૂં ત્યાં સુધી આ બાળાને તમારે ત્યાં રાખવાને મહેરબાની કરશો, એજ મારે આવવાનું કારણ છે.

સૌભાગ્યચંદ્ર—એમાં શું મોટી વાત છે! મારી બેન કરતાં પણ તેને અધીક સાચવીશ. તે ખાતે તમારે લેશ પણ ઉચાટ કરવા નહિ. પણ મિત્ર! એવા તે કેવા અગત્યના કામ સારૂ જાવ છો! અડચણ ન હોય તો મને કહેવા કૃપા કરશો.

ગુણચંદ્રે સવિસ્તર હકીકત ટુંકમાં કહી સંભળાવી અને તેના મિત્રની ભ્રાન્તિ ટાળી.

'જમવાનું તૈયાર છે' એવો અંદરથી અવાજ આવ્યો તેઓ સર્વે ઉઠયાં, અને મિત્રના ઘરનું ભોજન હેતેથી જમ્યાં. જમી રહ્યા પછી બે ઘડી હુર્ષ વિનોદની વાતો કરી, ત્યાર બાદ સર્વે નિદ્રા દેવીને વશ થયાં.

પ્રભાત થતાં ગુણચંદ્ર વહેલો વહેલો ઉઠી, દંત ધાવન કરી, ચા પાણી લીધા પછી વિમળાની તથા સૌભાગ્યચંદ્રની રજા લઈ મિત્રની શોધે નીકળી પડયો.

# પ્રકરણ ૧૦ મું.

## અમૃતમાં ઝેર—સતિપર સંકટ.

પતિવ્રતા હોય નાર, પણ પતિ મૂરખ નીવડે,
પગલે પગલે દોષ, શુદ્ધ સતિપર છે ચડે.

"પણ પતિ! એમાં મારો શો દોશ છે? હું તો આપની દાસી છું."

"તારો શો દોષ છે? રાંડ, હજુ પણ તું તારી લવરી છોડતી નથી? શંખણી! તારા માટે થઇને મારે સગાં સંબંધીઓ, ગામ, ઘરબાર, વિગેરે સર્વસ્વ છોડવાં પડયાં. તારાં પગલાં જ્યારથી મારા ઘરમાં થયાં છે, [illegible]થી મારી સ્થિતિ બગડતી

ક્ષી છે. અરેરે ! મારા દશ હજારપર પાણી ફર્યું ! કમબખ્ત કાન્તિલાલ, તારૂં સત્યાનાશ જજો ! તારો રૈરૈ નર્કમાં વાસ થજો ! નીચ વૃત્તિનાં માબાપનું ફરજંદ તો નીચજ હોય, એ કહેવત તદન સત્ય છે. રાંડ ! વ્યભિચારિણી ! નિચ કૃત્યની કરનારી ! તને ધિકકાર છે. દેશ મૂકી પરદેશમાં આવ્યો ત્યાં પણ તું તારાં લક્ષણ ઝળકાવે છે, કેમ !"

પ્રિય વાંચનાર ! તેઓ કોણ છે, તે તો તમો સમજ્યા હશો. તેઓ કાન્તિલાલની પૂત્રી કાન્તા, અને તેનો વૃદ્ધ પતિ વિજયચંદ્ર હતાં. વિજયચંદ્ર જયારે પરણ્યો, ત્યારે તેના ઘરમાં જેટલી લક્ષ્મિ હતી તેટલી એટલે રૂપીઆ દસ હજાર તેણે કાન્તિલાલને આપી દીધા હતા—બાકી ખાલી ખમ હતું—ખાવા પીવાના વાંધા હતા—માંડમાંડ તાણી તોડીને પૂરૂં કરતો હતો. સગાં સ્નેહીઓ તેને કહેતાં કે "તમારે ત્યાં આ કાન્તા વહુના પગલાં થયાં છે, ત્યારથી તમો દુઃખી થઈ ગયા છો, ઘરની રિદ્ધિ સિદ્ધિ ઉડી ગઈ છે, અને રફતે રફતે અન્નોદકના પણ સાંસા પડવા માંડયાં છે. બબ્બે ત્રણ ત્રણ વાર લગ્ન કર્યાં, છતાં તમો સુખી ન થયા, તો હવે આવી છપ્પરપગીના આવવાથી તમો શું સુખ માણવાના હતા ? તેની આંખો તો જુઓ, કેટલી બધી રમતો ભરેલી લાગે છે ! તેની હાલચાલથી તેણી તમારૂં નાક કપાવશે નાક ! સમજયા વિજય કાકા ! અમને તો તેની ચાલ ચલગત માટે બહુજ શક આવે છે. સંભાળજો." આવી આવી અનેક વાતો વિજયચંદ્રના કાને આવવાથી, પૈસે ટકે દુઃખી થઈ જવાથી, આબરૂને બટો લાગશે એવી શંકા લાગવાથી તથા સગાં વહાલાંઓનાં ન ખમી શકાય તેવાં બોલો સાંભળવાથી તે કંટાળી ગયો

હતો, અને તેથી તેઓએ પોતાનું ગામ છોડી તે ગામથી લગભગ સો સવાસો ગાઉ દૂર આવેલા કનકપુરમાં આવી વસ્યાં હતાં. અહિં પણ તેની સ્થિતિ તેવી ને તેવીજ હતી. વિજયચંદ્ર આવી સ્થિતિથી કંટાળી ગયો હતો. શંકાશીલ તો પોતાના ગામમાંથી બન્યો હતો. કોઈ અણજાણ્યો પુરૂષ તેને ઘેર આવે તો તેને પરભાર્યોજ જવાબ દેવાની તજવીજ કરતો. ઘરમાં બનતાં સુધી આવવા દે નહિ. છતાં ગરીબ કાન્તા ઉપર તે હમેશાં તિવ્ર વચનોનો પ્રહાર કર્યા કરતો હતો. આજે રાત્રે કોઈ અણજાણ્યો મનુષ્ય વિજયચંદ્રને ત્યાં તેની પાસે કાંઇ કામ હશે, તેથી આવ્યો હતો, વિજયચંદ્ર ઘેર ન્હોતો. દરવાજાની અંદરથી સાંકળ બંધ કરેલી હતી. તે માણસને અંદરથીજ “તેઓ બહાર ગયા છે, આવે ત્યારે આવજો,” એમ ઉત્તર મળવાથી પરભાર્યો ચાલી નીકળ્યો. ડેલીના ઓટલા ઉપર ઉભેલા કોઇ અજાણ્યા મનુષ્યને વિજયચંદ્ર દૂરથી જોયો. શંકાયો—પૂરો વહેમાયો. અણજાણ્યા મનુષ્યે તેને જોયો નહોતો તેથી તે બીજે રસ્તે થઇને ચાલ્યો ગયો. વિજયચંદ્ર ઘેર આવ્યો. આવતાં વાર તેણે જે ધાંધલ મચાવી તે આપણે ઉપર જોઇ ગયા છીએ. આવા વ્હેમી ભરથારને આશ્રયે પડેલી બિચારી કાન્તા—શુદ્ધ સતિ કાન્તા—બહુજ દુઃખી થઈ. પ્રભુપર તેને બહુજ શ્રદ્ધા હતી. જે જે તેણીને દુઃખો પડતાં તે તે તેણી ધૈર્યથી સહન કરતી હતી. પણ આજની રાત્રિનો મામલો વિચિત્ર હતો.

કાન્તા—નાથ! હું નિરપરાધી છું, હું એ બાબતમાં કંઈજ જાણતી નથી. શામાટે આપ આપના હૃદયને વૃથા દુભાવો છો! શું મારે માટે આપને આપનાં સ્વ[illegible]ઘર તથા ગામ, વિગેરે છોડવાં

ાં છે? સ્વામિન! આપ ચહાય તે પ્રકારે મારા પિતા-ભાંડશો, પણ તેથી જે થયું તે હવે નહિ થયું થશે? મને આશ્ચર્ય લાગે છે, કે આપ શામાટે મારા પ્રતિ શંકાશીલ રહો છો? કોઈ વખતે પણ એવું નિચ કૃત્ય કરતાં આપે શું મને જોઇ છે? કોણ જાણે આપનું હૃદય કેવા પ્રકારનું થઈ ગયું છે, કે સત્ય કહેવા છતાં પણ આપને મારૂં માનવામાં આવતુંજ નથી. શ્રી સૂર્યનારાયણની સાક્ષિ આપી કહું છું, કે મને મારા પતિ સિવાય અન્ય સર્વ પિતા સમાન છે.”

વિજયચંદ્ર—“જુઠું, હડહડતું જુઠું! પણ સબુર કર, તારી ચોળીમાં આ શું દેખાય છે! એ પત્ર કોના ઉપર લખ્યો છે?” (એમ કહી પત્ર ખેંચી વાંચવા માંડે છે.)

**“સ્નેહ સાગર પરમ પ્રિય!**

વહાલા! પધારો, પધારો, વહેલા પધારો! હૃદયગામિ! શા માટે રિસાયાછો? પ્રેમ ભંડાર થઈ, પડતી કાં મુકોછો! સ્નેહી થઇ કાં સંતાઓ છો! અહોરાત્રિ ઝંખના કરતાં છતાં નહિજ આવો! મારા સમ છે, નાથ! એમ ન કરો. મને આપ બહુજ વહાલા લાગો છો. શું આપ ડરોછો? ના, આપને ડર કોનો હોય? તેમ હું પણ કોઇથી ડરતી નથી. અંતરવાસી! વિશેષ શું? રાત્રિ ચંદ્રથી દીપે છે, દિવસ દિવાકરથી શોભે છે. દૂધમાં જેમ સર્વત્ર ઘી વ્યાપું છે, તેમ આ દેહમાં નખ શીખ આપનેજ નિહાળું છું.”

“પાપિણી! આ પત્ર કોના ઉપર લખ્યો છે? અધમ આચરણ-વાળી! તારા સતિપણાનો ડોળ અહિં ખુલ્લો થાય છે. તું મને કાળ સમાન લાગે છે. તારૂં મુખ દર્શન મને બહુજ અકારૂં લાગે છે. જા, અહિંથી તારૂં કાળું [illegible] તારા યાર ઉપર લખેલો પત્ર

જો મારા હાથમાં ન આવ્યો હોત, તો તું કદિપણ કબુલ નહિ. પણ અસત્ય છાનું રહેતુંજ નથી. બોલ, હવે શું માગે છે? એ તારો યાર કોણ છે?"

કાન્તા—"શાંત થાઓ, આત્માને દુભાવો નહિ. જરા ધ્યાન દઇ ફરીથી વાંચો; એ પત્ર કોના ઉપર—કેવા ઉભરાથી—લખાયો છે, હૃદયગામિ કોણ છે? નખ શિખ કોણ વ્યાપું છે? શ્રી હરિ—પરમતત્વ—મને એના ઉપર અત્યંત પ્રેમ છે. જે મારૂં, તમારૂં, અને આખા બ્રહ્માંડનું ભરણ પોષણ કરે છે, તેમના પ્રતિ એ સ્નેહ પત્ર છે. નાથ! આજે જ્યારે આપ બહાર ગયા હતા, ત્યારે હું ઘરમાં એકલી હતી, તે વખતે શ્રી હરિ સંબંધી વિચાર આવતાં તે મહાન પિતા પ્રત્યેના મારા અંતરોદ્‌ગાર નીકળ્યા, તે આ પત્રમાં લખાયા છે. મિથ્યા વ્યામોહમાં પડી, ક્રોધને વશ થશો નહિ.

પતિ! વિચારો વિચારો, કંકાસનું પરીણામ સારૂં નથી. મારા પિતાએ પૈસા લીધા તેમાં મારી શી કસુર! કયાં હું આપને કહેવા આવી હતી! જેવી ભાવના તેવું ફળ. હું અનિતીથી સદાએ દૂર રહું છું. તે રસ્તો હું જાણતી નથી—મારે જાણવોજ નથી, પણ યાદ રાખજો સ્વામિ! જ્યાં સુધી આપ વૃથા શંકા રાખ્યા કરશો, ત્યાં સુધી આપને કોઇ પણ બાબતથી શાંતિ મળવી મુશ્કેલ છે."

"રાંડ લુચ્ચી! મને તું બોધ આપે છે? કુલટા! જા નીકળ મારા ઘરમાંથી, મારે તારો ખપ નથી. મારા ધોળામાં તું ધૂળ નાંખવા તૈયાર થઈ છે કેમ?"

કાન્તા—"કયાં જાઊં સ્વ[illegible] મારે તો આપનોજ આશ્રય છે.

તાં છે જ મારા પ્રભુ છો. સ્ત્રી, એ પતિના દેહની છાયા છે. દેહથી ભાંડ્રે ભિન્ન રહી શકે ખરી! મેં કાંઇ આપને બોધ આપ્યો નથી. પણ સ્ત્રી ધર્મને અનુસરીને આપને કેહેવું યોગ્ય લાગ્યું તેજ મેં આપને કહ્યું છે. છતાં જો તેથી આપને દુઃખ ઉત્પન્ન થયું હોય તો તેની હું આપ પાસે ક્ષમા માગું છું."

વિજયચંદ્ર—"બંધકર તારી લવારી, સતિનો ડોળ ઘાલનારી વ્યભિચારિણી! ચાલ નીકળ, જલદી નીકળ, જાય છે કે નહિ. તારૂં મુખ જોવું મારે ઉચિત નથી. તારૂં મુખ જોવાથી મને ઘણોજ ક્રોધ ઉત્પન્ન થાય છે. (એમ કહી કાન્તાને બહુજ મારે છે.) તું સતિપણાનો ડોળ રાખે છે, તો તને કહું છું કે જો તું ખરે ખરી સતિ હો તો મારૂં વચન માન્ય કરી અહિંથી એકદમ ચાલી નીકળ. સતિ પતિની આજ્ઞા કદિપણ ઉલ્લંઘન કરતી નથી, તો તે પ્રમાણે તું પણ જો સતિ હો તો, અને હું તારો પતિ છું એમ જો તું સ્વિકાર કરતી હો તો, સત્વર ચાલી જા. ફરીથી તારૂં શ્યામ મુખ મને બતાવીશજ નહિ."

કાન્તા—"બહુ સારૂં પતિ! હું જાઉં છું. ઇશ્વર આપને દીર્ઘાયુ કરો. આપની મતિ શ્રી હરિ સુધારો, અને હું નિષ્કલંક છું, એમ પરમાત્મા ઠરાવે. પ્રભુ આપના દેહની રક્ષા કરો." એમ કહી વિજયચંદ્રના ચરણનો સ્પર્શ કરી કાન્તા ત્યાંથી ચાલી નીકળી.



# प्रकरण ११ मुं.

## સતિને સ્હાય—સત્યનો જય.

અખિલ નિરંજન નાથ, નારાયણ નરહરિ પ્રભુ,
સતિતણી તું ટેક, રાખે છે નિશદિન વિભુ;
જેને તુજપર પ્રેમ, તેની વ્હારે તું ચડે,
આખર દઈ દર્શન, હીરો કુંદનથી જડે.

જ. ના. રા.

ચૈત્ર માસની પૂર્ણીમા હતી, લગભગ ત્રણ પ્રહર રાત્રિ વહી ગઈ હતી. સર્વત્ર શાંતિ હતી. જંગલમાં ચંદ્રમા પોતાના અમૃત કીરણોથી બહુ આનંદ ઉપજાવતો હતો. રાની પશુઓ પોતાના શિકારપરથી પાછાં પોતાની ગુહામાં આવવાની તૈયારી પર હતાં. આસપાસ તમરાંઓના તીણા સ્વરો કાનને આનંદ ઉપજાવતા હતા. તેવે સમયે એક મોટા ઝાડને ઓથે બે પુરૂષો ગુપચુપ બેશી કંઈ ગુપ્ત વાતો કરતા હતા. તેવામાં તેજ ઝાડની પાસે થઈ એક સ્ત્રી ઉદાસીન ચહેરાથી ભયભિત થઈ આસપાસ નિહાળતી ચાલી જતી હતી. પેલા અજાણ્યા પુરૂષોની દ્રષ્ટિ તે સ્ત્રી પર પડતાં, ત્વરાથી ઉઠયા, અને તે સ્ત્રીની પાસે ઝડપથી આવી તેને રોકી રાખવા ભયંકર સ્વરથી બોલ્યા :—

"કોણ છે એ! ઉભી રહે કયાં જાય છે?"

"ભાઇઓ! હું એક અનાથ દુઃખી સ્ત્રી છું. કયાં જાઊંછું, તેની મને શુદ્ધ નથી." તે સ્ત્રીએ ઉતર આપ્યો.

"ચાલ આમ આવ, જોઇએ, તારી પાસે શું શું દાગીનાઓ છે." એમાંથી એક પુરૂષે તે[illegible] ધમકી આપી.

"દાગીના! એટલે! તમો આ શું કહોછો! હું કંગાલ સે દાગીના શાના!" આશ્ચર્યતાથી તુટતા અવાજે, ચાલતાં ચાલતાં સ્ત્રીએ જવાબ આપ્યો.

"ઉભી રહે જાય છે કયાં!" એમ કહી ઉતાવળથી ચાલી એક જણે તે સ્ત્રીને પકડી. બીજાએ આવી તેના કંઠમાં, હાથમાં, પગમાં, વિગેરે જગ્યાએ તેણીની પાસે કાંઈ પણ દાગીના છે કે નહિ, તે તપાસવા માંડયું. પરંતુ તે સ્ત્રી પાસે કશો પણ દાગીનો નીકળ્યો નહિં. કંઈ પણ નહિં મળવાથી તે દુષ્ટોની તે અનાથ અબળાનાં પેહેરેલાં કપડાંપર નજર પડી. એક જૂનું ફાટેલું વસ્ત્ર પેહેરવા માટે આપી તેણીનાં વસ્ત્ર તે હરામખોરોએ ઉતારી લીધાં. પરંતુ તે દુષ્ટ લોકોને તેટલાથી સંતોષ નહિં વળતાં, તે ગરીબ સ્ત્રીની આબરૂપર હુમલો કરવા માંડયો.

"ભાઈ! મને ગરીબને શામાટે સતાવો છો? મને જવા દ્યો, મારાં વસ્ત્ર તો તમોએ લઇ લીધાં છે, હવે નિરર્થક અબળા ઉપર જોર શામાટે અજમાવો છો? મને શા સારૂ પકડી રાખી છે? મારી ઇજ્જતપર શામાટે હાથ નાંખો છો? જરા તો પ્રભુનો ડર રાખો." હાથ છોડાવવા મહેનત કરતાં તેણીએ કહ્યું.

"હવે ચાલની પ્રભુના ડરવાળી, અમને વળી ડર શાનો? અલ્યા મેપલા! ઉપાડ રાંડને, અને લઈ ચાલ પેલા ઝાડની નીચે." એકે દુષ્ટતા દાખવી.

"ચંડાલ! મહાન પાપાત્માઓ! દુર રહો! ખબરદાર! શું સર્વે સ્ત્રીઓને તમો સરખી લેખો છો? જાણી જોઇને સર્પના મુખમાં હાથ નાંખો છો? સ્મ[illegible] રાખજો, કે આ કાળી નાગણ છે.

અગ્નિમાં પડતાં, બચવાની આશા છોડી દેજો." ક્રોધાવેશથી બોલી.

"હવે જાણ્યું તારૂં ડહાપણ. શું એમ અમો તારા જેવી લુચ્ચી અબળાથી ડરી જઈશું? જેસા! તું જરા દૂર જા, હું એ રાંડને જોઇ લઈશ." એમ કહી, તે દુષ્ટ મેપલાએ તે બાઇને જોરથી પકડી અને જમીન ઉપર પછાડવાનો પ્રયત્ન કરવા લાગ્યો. એક અબળા કહેવાતી નારીએ આ સમયે તેની સામે ઘણુંજ જોર અજમાવ્યું. એક જબરા આંચકાની સાથે તે દુષ્ટને નીચે ગબડાવી પાડયો. પાછો તુરત ઉઠયો, અને બેવડા જોરથી તે સ્ત્રીપર હુમલો કર્યો. વખત અડાકડીનો હતો. આવા ભયંકર સમયે તે બાઇએ પ્રભુ સ્મર્યા.

"હે અવિનાશી! અંતર્યામી! દીનબંધુ! દોડો, દોડો! સત્વર આવો! અરે! આ દુષ્ટ મારી લાજ લૂંટે છે! હે અશરણ શરણ! સતિની લજ્જા રાખવાવાળા! કાળો કેર થાય છે! હે કૃષ્ન! હે નૃસિંહ! સ્તંભમાંથી પ્રકટી જેવી રીતે પ્રલ્હાદની વા'રે ધાયા હતા, તેવી રીતે આ આપની દાસીની વા'રે પધારો? અરેરે! હાય હાય! હવે તો હદ થાય છે! પ્રભુ! બચાવો, બચાવો!" ઘણાજ આર્દ્ર સ્વરથી, બેબાકળી બનેલી અબળાએ, પોતાના શિયળનું રક્ષણ કરવાની કોશિષ કરતાં કરતાં, રૂંધાતા કંઠથી, અણિના સમયે, શ્રી હરિને સ્મર્યા.

"સબુર! સબુર! કોણ છેરે એ હરામખોર! હરામજાદા! બાયલા, ઉભો રહે!" અણધારી મદદ આવી—એક વીર પુરૂષ દેખાયો. મ્યાન ખડખડયું—શમશેર ચમકી—હાથ ઊંચકાયો—એક જનોઈવઢ ઘા થયો—દુષ્ટ [illegible] લઇને નાશી ગયો.

બાઈ મુર્છિત થઈ જમીન ઉપર પડી ગઈ હુતી. તે વીર પાસે આવ્યો. બાઇને ધિરજ આપવા લાગ્યો.

" બાઈ, બ્હેન ! શાંત થાઓ, શ્રી કૃપાળુ પરમાત્માએ તમારૂં સંકટ નિવાર્યું છે. હુવે કોઈ જાતનો ડર નથી."

શુદ્ધિમાં આવતાં તે સ્ત્રી બોલી. " આપ કોણ છો? આપનું નામ શું ? આપ કયે ગામ રહો છો ? ભાઈ! આ અણીના સમયે આવી આપે મારી સ્હાય કરી છે. ઇશ્વર આપનું કલ્યાણ કરો."

" હું એક મુસાફર છું, મારૂં નામ ગુણચંદ્ર છે. અહિંથી સવાસો કોસપર આવેલા ચંદ્રનગરમાં હું રહું છું બાઇ! શ્રી હુરીને યશ આપો. તમારી ભકિત ભાવના જોઈ પરમાત્મા તમારી વ્હારે ધાયા. હું તો માત્ર નિમિત છું. બ્હેન ! તમો કોણ છો ? કયાં રહો છો ?"

"શું આપનું નામ ગુણચંદ્ર? પ્રધાનજીના પુત્ર તો ન્હોય ?"

" હા એજ."

" અહોહો ! બહુ સારૂં. ત્યારે તો આપ મારા પિતા કાન્તિલાલને પિછાણતા હશો !"

" હા ; કેમ નહિં! ત્યારે તમો કોણ! તેની મોટી પુત્રી કાન્તા, તે તમો પોતેજ ? પણ અહીં કયાંથી? આ દુષ્ટના પંઝામાં કેવી રીતે સપડાયાં ?"

સુજ્ઞ વાંચકો! આ બાઇને હુવે તો તમોએ સારી રીતે ઓળખી હુશે. વ્હેમી વિજયચંદ્રે તિરસ્કારથી કહાડી મૂકયા પછી, આ બાઈ દુ:ખની ધુનમાં ને ધુનમાં પોતાના દેહના ભાન સિવાય જંગલમાં ચાલી જતી હુતી. રસ્તામાં લુટારાઓએ તેને બહુજ પજવી, અને આખરે શ્રી હુરિની ઈચ્છાર્થી [illegible] ના મિત્રની શોધમાં નીકળેલો

